મારાં માબાપ, ભાઇ બેન, સગાં, ઉસ્તાદ, દોસ્તદાર, વડાં, પાડોશીઓ અને ભાગીયાઓ તેમજ શેહરીઓ અને હાથ હેઠલનાં સાથે જો મેં કાંઇ નાલાયક ચાલ ચલાવી હોય તો તેથી તોબા કરીને દુર રહેવાની કબુલાત હું આપું છું.

દાદાર હોરમજદની મરજી પ્રમાણેના વિચાર, વચન અને કામો જો મારાથી નહી થયાં હોય અને નાપાક હેરેમનની મરજી પ્રમાણે વિચાર, વચન અને કામો થયાં હોય તો તે માટે પતેત કરી પશ્ચાતાપ કરૂં છું.

ઓ ખોદા તારી ભલીપેદાયશોના કોઈબી માણસ, પશુ, પંખી વગેરેને મેં દુખ દીધું હોય તથા માણસ જાતના ઉપયોગમાં આવતી વસ્તુઓ, જેવી કે આતશ, પાણી, વનસ્પતી અને ખનીજ પદાર્થ એઓને મેં ખરાબ અને નાપાક કીધી હોય તો તે બધા ગુનાહને માટે પશચાતાપ કરી માંફી માગું છું, બધી જાતના ગુનાહો જેવા કે જુઠાઇ, ચોરી, જુલમાત, કોઇની મશકરી, અદેખાઈ, લોભ, જુઠું અથરામણુ, પવિત્ર પાણીમાં નસો નાખવો, ઉઘાડે પગે અને કુસ્તી બાંધ્યા વગર ફરવું, બાજ ધરીયા વગર ખાનું ખાવું એ વગેરે દીનના હોકમોનો જો કાંઇ મારાથી અનાદર થયો હોય તો તે ગુનાહથી પતેત કરી પાછો ફરૂં છું.

જે દીન દાદાર હોરમજદે અશો જરથોશતને શિખવી, અશો જરથોશતે કએ ગુશતાસ્પને શિખવી તથા જે દીનને આદરબાદ મારાસ્પંદે પાછી સજીવન કીધી તે દીન ઉપર હું ઉસ્તવાર છું.



# દીનનો કલમો અવસ્તા ભાષામાં.

નાઇસ્મી દએવો, ફ્રવરાને મજદયસ્નો જરથુશ્ત્રિશ, વીદએવો અહુર-ત્કએષો, સ્તઓતા અમેષનાંમ સ્પેન્તનામ્, યશ્તા અમેષનાંમ સ્પેન્તનાંમ. અહુરાઇ મજદાઇ વઙ્હવે વોહુમઇ્ઠે, વીસ્પા વોહૂ ચિનહ્મી, અષાઉને રએવઇતે ખરેનઙ્ઉહ્ઇતે. યાજી ચીચા વહિશ્તા, યેઙ્હે ગાઉશ, યેઙ્હે અષેમ યેઙ્હે રઓચાઓ, યેઙ્હે રઓચેબીશ, રોઇથ્વેન ખાથ્રા.

સ્પેન્તાંમ આરમઇતીમ્ વઙ્ઉહીમ વેરેને, હામોઇ અસ્તૂ, ઉસ્ગેઉશ સ્તુયે, તાયાઅત્ચા હુજઙ્હુત્ચા, ઉસ્મજદ-યસ્નનામ્ વીસાંમ, જયાનયએચા વાવાપત્ચા.

ફ્રેરા મનએઇઅચે શઆઙ્હે, વસેયાઇ-

તોમ્ વસે-યઁઇતીમ, યાક્રશ ઉપક્રરી આય
જમાં ગઓબીશ ચ્યેન્તી. નેમઙ્હા અષાઇ
ઉજદ્દાતાઓ, પઇતી અવત્ સ્તુયે. નોઇત
અહ્માત્ આજયાઓનીમ્, નોઇત્ વીવા-
પેંમ્, ક્ષ્તા માજદ્દયસ્નાશ અઓઇ વીસો,
નોઇત્ અસ્તો, નોઇત્ ઉશતાનહે
ચિન્માની.

વી હ્એવાઇશ અધાઙ્શ, અવઙ્હુશ
અનરેંતાઇશ, અકો-દાબીશ સરેંમ્ સ્રૂયે.
હાતાંમ્ દ્રઓજિશતાઇશ, હાતાંમ્ પઓ-
ષિશતાઇશ, હાતાંમ્ અવઙ્હુતેંમાઇશ.
વી હ્એવાઇશ વી હ્એવવત્બીશ, વી
યાતુશ વી યાતુમત્બીશ, વી કહ્માચીત
હાતાંમ્ આતરાઇશ, વી મનેબીશ, વા
વચેબીશ, વી શ્યઓથનાઇશ; વીચિ

આદઇશ, વીજી અના સરૅમ શ્રૂયે, યથના દ્રૅગવાતા રાંખ્ષયન્તા.

અથા અથા ચોઇત્ અહુરો મજ્દાઓ જરથુશ્ત્રૅમ, અધા ક્ષયએતા. વીસ્પએષૂ ફ્રૅરષ્નએષૂ, વીસ્પએષૂ હંજમનએષૂ, યાઇશ આપૅરૅસયતૅમ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા.

અથા અથા ચોઇત્ જરથુશ્ત્રો, દએવાઇશ સરૅમ વ્યાશ્રવીતા. વીસ્પએષૂ ફ્રૅરષ્નએષૂ, વીસ્પએષૂ હંજમનએષૂ. યાઇશ અપૅરૅસયતૅમ મજ્દાઓસ્ચા જરથુશ્ત્રસ્ચા. અથા અજૅમચીત્ યો મજ્દયસ્નો જરથુશત્રિશ, દએવાઇશ સરૅમ વીશ્રુયે, યથા અનાઇશ વ્યાશ્રવીતા યે અષવા જરથુશત્રો. યાવરનાઓ આપો

યા વરનાઓ ઉર્વરાઓ, યા વરના ગાઉશ હુધાઓ, યા વરનો અહુરો મજદાઓ, યે ગાંમ દધા યે નરૅમ અષવનૅમ. યા વરૅનો અસ્ જરથુશ્ત્રો, યાવરૅનો કવા વીશ્તાસ્પો, યાવરૅના ફ્રષઓશ્ત્રા જામાસ્પા. યાવરનો ફ્રચીત્ સઓષ્યન્તાંમ, હુઇથ્યા-વૅરૅજાંમ અષઓનાંમ, તાવરે-નાચા ૯કએષાચા. મજદયસ્નો અહ્મી મજદયસ્નો જરથુશ્ત્રિશ, ફ્રવરાને આસ્તુ તસ્ચા ફ્રવરૅતસ્ચા. આસ્તુયે હુમતૅમ મનો, આસ્તુયે હૂખ્તૅમ વચો, આસ્તુયે હ્વર્શ્તૅમ ષ્યઓથનૅમ. આસ્તુયે દએનાંમ વઙુહીમ માજદયસ્નીમ, ફ્રસ્પાયઓખ્ધ્રાંમ નિધાસ્નઇથીષૅમ, ખ્એત્વદથાંમ અષઓનીમ યા હાઇ-તિનામ્ચા બૂષ્યેઇન્તિનાંમ્ચા, મજિશ-

તાચા, વહિશતાચા, સ્રએશતાચા, યા આહૂઇરિશ જરથુશત્રિશ. અહુરાઇ મજદાઇ વીસ્પા વૅાહૂ ચિનહ્મી. અએષા અસ્તી દએનયાઓ માજદયસ્નોઇશ આસ્તૂઇતિશ. અષૅમ વૅાહૂ ૧.)

(અવસ્તા ભાષાના દીનના કલમાનો સાર.)

હું એકલા એકજ ખોદાની બંદગી કરનાર અને તેનેજ સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. મારો ધર્મ મજદયસ્ની છે અને હું દેવ પરસ્તીને ધીક્કારૂં છું.

દરેક કામમાં સભયતા રાખવાની કબુલાત હું આપું છું મારા જાતભાઇઓ ઉપર આવી પડતી આફતમાંથી તેઓને બચાવી લેવાની મારી ફરજ હું સમજું છું.

જુઠા અને પાપી માણસની સતા હું કબુલ રાખતો નથી. ગલીચાઇ અને અસ્વચ્છતાને ધીકકારૂં છું. અશો જરથોશતને મારા ગુરૂ તરીકે ગણું છું.

દાદાર હોરમજદ, પેગમ્બર જરથોશત, શાહ ગુસ્તાસ્પ, ફરશોસ્ત્ર અને જામાસ્પ તથા બીજા એવાજ સાચા માણસોને પગલે ચાલવાની હું કબુલાત આપું છું.

નેક વિચાર, નેક વચન અને નેક કામોની હું વખાણ કરૂં છું. મજદયસ્નની દીન ઉપર ઇશાતવાર છું. કારણ કે એ મજદયસ્નની દીન બીજી સઘળી દીનો કરતાં શરેષ્ટ છે, પાક ખોદાએ આપણાં ભલાંને કાજે એ દીન અશો જરથોશ્ત પાસે મોકલાવી છે માટે એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરીશ.



# દોનનો કલમો પાજંદ જુબાનમાં.

બ નાંમે યજદે બક્ષાયન્દેહે બક્ષાયશ-ગરે મેહેરબાંન્. રજિશતયાઑ ચિસ્ત-યાઑ, મજદધાતયાઑ, અષઑનયાઑ, હઐનયાઑ વઙ્હુયાઑ માજદયસ્ન-નોઇશ, દીન્ બેહ રાસ્ત્ વહરોસ્ત્, કે ખોદાએ બરખેલ્ફ્ ફીરસ્તાદે ઇન્ હસ્ત્, કે જરતોશત્ આવોરદે હસ્ત, દીન્ દીને જરતોશત્, દીને અહુરમજદ, દાદે જરતોશત્ સ્પિતમાન્. અષઑને અષૅમ વૉહૂ. (૧) (ત્રણ વાર પઢવું)

( પાજંદ જુબાનના દીનના કલમાનો સાર.)

ભલી મજદયસ્નની દીન કે જે એકલા હોરમજદની પરસ્તેશ કરવા શિખવે છે તેની વખાંણ હોજો, એ ભલી અને સાચી દીન ખોદાએ લોકોનાં ભલાંને માટે અશો જરથોસ્ત પાસે મોકલી છે. એ દિન હોરમજદી તથા જરથોશતી છે તેની ઉપર હું બેશક અને બેગુમાન છું.

---

# નમશ્કાર્ ચેરાગ્નો.

ક્ષ્નઑથ્ર અહુરહે મજ્દાઑ અષૅમ્ વૉહૂ ૧); ૫ નામે યજ્દાંન્ અહુરમજ્દ ખોદાએ અવજૂની, ગોરજે ખોરેહ અવજાયાદ. આતશ્ દાદ્ગાહ્ આદર્ ફરા. ઑજ્ હમા ગુનાહ્, પતેત્ પશેમાન્ઓમ્ ઑજ્ હર્વસ્તીન્, દુશ્મત દુજૂખ્ત દુજ્વરૅશ્ત, મેમ્ ૫ ગેતી મનીદ્, ઉઇમ્ ગુફ્ત્, ઉઇમ્ કર્દ્, ઉઇમ્ જસ્ત, ઉઇમ્

બૂન્ બુદ્દ એસ્તેહ્. ઍજ આન્ ગુનાહ્ મનશ્‌ની ગવશ્‌ની કુનશ્‌ની, તની ઓ રવાંની, ગેથી ઓ મીનો આંની, ઓએ અવાક્ષ્ પશેમાન્, પસે ગવશ્‌ની પ પતેત્ હોમ. (સર ઝોંકાવતાં ભણવું) ☞ ક્ષ્નઑથ્ર અહુરહે મજદાઑ. નૅમ સૅતે આતર્શ્ મજદાઑ અહુરહે, હુધાઑ મજિરત યજ્ત. અષૅમ્ વૉહૂ ૧ ☜ (ત્રણ વાર પઢવું) અહ્માઇ રએશ્ચ, હ્વરેનંહ્, જસમે અવંહે મજ્દ, કેરફે મોજ્દ. અષૅમ્ વૉહૂ ૧.

(ચેરાગના નમસ્કારનો સાર.)

દાદાર હોરમજદને ખુશાલ કરૂં છું. હોરમજદના આતશને હું નમન કરૂં છું અને તમામ ગુનાહથી પસ્તાવો કરૂં છું.

# બાજ જમવાની.

બ નામે યજદે બક્ષાયન્દેહ્ બક્ષા યશ્ગરે મેહરૂબાન. અહુરમજદ ખોદાએ, ઇથા આત્ યજમઇદે અહુરેંમ મજદાંમ યે ગાંમ્ચા અર્ષમ્ચા દાત્, અપસ્ચા દાત્ ઉર્વરાઑસ્ચા વહ્ઉહીશ્, રૅઆ ચાઑસ્ચા દાત્, બૂમીમ્ચા વીસ્પાચા વૉહૂ. અષૅમ વૉહૂ ૩).

( જમવાની બાજનો સાર. )

જે નીયામત ખાણુ મને મલ્યું છે. તે માટે દાદાર હોરમજદનાં હું સુકરાનાં કરૂં છું. જેણે અનાજ પાણી, વનસ્પતી વગેરે આપણાં ખોરાકને સારૂં ઉત્પન કીધું. જે માટે આએ જગોએ તેનો આભાર માનું છું.

# દોઆ તંદરોસ્તી.

બ નાંમે યજદે, બક્ષાયન્દેહ્, બક્ષાયશગરે મેહરૂબાંન્. યથા અહૂ વઇરૂયો ૨) તન્-દરોસ્તી-દેર્-જીવશની આવાયદ્, ખોરેહ્ અંધદ્ અષહીદારૂ, યજદાંને મીનો યાંન્ યજદાંને ગેથ્યાંન્, હફ્‌ત અમેષાસ્પન્દાંન્, મ્યજદ્ રોશન્ હમે બેરસાદ. ઇન્ દોઆયાંન્ બાદ્, ઇન્ ખુઆહાંન્ બાદ્. હમે અન્દર્ કસાંન્ રા, જરથુશ્તી દીન્ શાદબાદ્, અએવૂન્ બાદ્, યા-બારી-ખોદા! ખોદાવંદે આલમ રા, હમા અનજુમન્ રા (ફલાંનારા) આ જગોએ જેની નેયતે ભણે તેનું નામ લેવું) બા ફરૂજન્દાન્ હજાર સાલ દેર્ બેદારૂ, શાદ બેદારૂ, તન્-દરોસ્ત બેદારૂ, અએદુન્ બેદારૂ, બર્ સરે અરજાન્યાંન્, સાલ્હાએ બીસ્યાર્, વકરનહાએ બીશુમાર્, બાકી

ઓપાયન્દે હારૂ, સદ હજારાન્ હજારૂ આફ્રીન્ બાદ. સાલ્ ખોજસ્તૅ બાદ, રોજ ફરૂરોખ્ બાદ, માહ મુબારક્ બાદ. ચન્દ સાલ્ ચન્દ રોજ ચન્દ માહ, બીસ્યાર્ સાલ્ અરૂજાનીહારૂ, યજશને ઓ ન્યાએશને, ઓ રાદી ઓજોરૂ બર-શને. અશાહીદાર અવરૅ હમા કારો કરૂ-ફેહા, તન્-દરોસ્તી આદ, નેકી બાદ ખૂબ્ બાદ, અએવૂન બાદ, અએવૂન તરજ બાદ; ૫ યજદાંન્ વ અમેંષાસ્પ ન્દાંન્, કાંમે બાદ; ધનવાન્, પુત્રવાન્, આયુશવાન્, લક્ષ્મીવાન્, વૃદ્ધીવાન્, રોજીવાન્, શુક્રાંના દાદારૂયેક્ દીન્યેક્, જરથુશ્ત્ બરૂ હક્, બેશાક્ બેગુમાન્ હોમ પાક દીન્ મજદયશ્નાની જરથુશ્ત્ સ્પિત-માન્. અષઍાને અષૅમ વૉહૂ ૧)

## ( દોઆ તનદરોરસ્તીનો સાર. )

ઓ ખોદા તું મને તંદરેશ્તી સાથની લાંબી જીંદગી આપ, ઓ ઇજદ અને અમશાસ્પંદો તમારાથી હું પવિત્રાઇ અને સચ્ચાઇ મેળવું; માજદયસ્ની દીનની આબાદી અને ચઢતી કળા હોજો. ઓ ખોદા મારા ટોળાના લોકને તથા અમારા રાજકરર્તાને સદા કાયમ ખુશાલ અને તંદરોશ્ત રાખ. અમારા રોજ માહ અને વરસ બખ્તાવર થાઓ. લાંબી મુદ્દત સુધી અમારામાં સખાવતનો ઝરો વહેતો થાઓ. અમારે તયાં ધન, દોલત, આયુશ અને પુત્રની વરધી થાઓ. એકજ ખોદાને માનનારી પાક જરથોસ્તી દીન ઉપરનું અમારૂં એકીન મજબુત થાઓ. જે પ્રમાણે બંદગી કરીને દુઆ માંગી છે તે પ્રમાણે આમીન થાઓ.



# ત્રીસે રોજનાં નાંમ.

૧ દાદાર અહુરમજદ.
૨ બેહમનં અમષાસ્પંદ.
૩ અરદીબેહેસ્ત અમષાસ્પંદ.
૪ શેહેરીવર અમષાસ્પંદ.
૫ અરપંદારમદ અમષાસ્પંદ.
૬, ખુરદાદ અમષાસ્પંદ.
૭ અમેરદાદ અમષાસ્પંદ.
૮ દએ-પ-આદર દાદાર.
૯ આદર યજદ.
૧૦ આવાં યજદ.
૧૧ ખુરશીદ યજદ.
૧૨ માહ યજદ.
૧૩ તેસ્તર તીર યજદ.
૧૪ ગોશ યજદ.

૧૫ દએ-પ-મેહેર દાદાર.

૧૬ મેહર યજદ.

૧૭ સરોશ યજદ.

૧૮ રશને રાસ્ત યજદ.

૧૯ ફરોખ ફરવરદીન યજદ.

૨૦ બેહેરાંમ યજદ.

૨૧ મીનો રાંમ.

૨૨ ગવાદ યજદ.

૨૩ દએ-પ-દીન દાદાર.

૨૪ દીન યજદ.

૨૫ મીનો અશીશવંઘ.

૨૬ આશતાદ યજદ.

૨૭ મીનો આસ્માન.

૨૮ જમ્યાદ યજદ.

૨૯ મીનો મારેસ્પંદ.

૩૦ મીનો અનેરાંન.

# બારે મહિનાનાં નામ.

૧ ફરોખ ફરવરદીન.

૨ અરદીબેહસ્ત અમષાસ્પંદ

૩ ખોરદાદ અમષાસ્પંદ.

૪ તીર યજદ.

૫ અમરદાદ અમષાસ્પંદ.

૬ શેહરીવર અમષાસ્પંદ.

૭ મેહર યજદ.

૮ આવાં યજદ.

૯ આદર યજદ.

૧૦ દએ દાદાર.

૧૧ બેહમન અમષાસ્પંદ.

૧૨ અસ્પંદારમદ અમષાસ્પંદ.

## ૭ ગહમ્બારનાં નાંમ

૧ મઅદીઓ જરેમ્.

૨ મઅદીઓ શહેમ્.

૩ પએતેશહેમ્.

૪ અયાથ્રેમ.

૫ મઅદીઆરેમ્.

૬ હમસ્પથમએદએમ્.

## પાંચ ગાથાનાં નાંમ.

અહુનવત, ઉશતવત, સ્પેન્તોમદ, વોહુક્ષથ્ર, વહિશ્તોઇશ્ત.

# હમકારાનાં નાંમ.

અહુરમજદ, દએ-પ-આદર, દએ-પ-મેહર, દએ-પ-દીન.

બેહમન, માહ, ગોશ, રાંમ.

અરદીબેહસ્ત, આદર, સરોશ, બેહેરાંમ.

શેહરીવર,[1] ખુર, મેહર, આસ્માન, અનેરાંન.

અસ્પંદારમદ, આવાં, દીન, અરદ,[2] મારેસ્પંદ.

ખોરદાદ, તીર, અરદાફ્રવશ,[3] ગોવાદ.

અમરદાદ, રશને, આસ્તાદ, જમ્યાદ.



૧ ખુરશેદ. ૨ અશીશવંગ. ૩ ફ્રરવરદીન.

# ભાગ ૨ જો ધર્મજ્ઞાન.



## ખોદા.



**અવસ્તા—તા ચશ્મેન્ગ થ્વિસ્રા હારો અઇબી અષા અઇબી વએનહી વીસ્પા.**[૧]

**સાર**—પાક ખોદા પોતાની સર્વે ઠેકાણે હાજર રહેલી આંખો વડે બધું જુએ છે.



**સવાલ**—તમોને કોણે પેદા કીધાં ?

---

૧ યજશને હા ૩૧ ક. ૧૩.

જ૦—પાક ખોદાએ.

સ૦—ખોદાએ દુન્યામાં બીજું શું શું પેદા કીધું છે?

જ૦—કુલે માણુસ જાત, પશુ પક્ષી, સુર્ય, આકાશ, જમીન, પહાડ, પર્વત અને વનસ્પતી વગેરે દરેક ચીજ ખોદાએ બનાવી છે.[1]

સ૦—ત્યારે આખી જગત ઉપર કોણુની સત્તા ચાલવી જોઇએ?

જ૦—અલબત તેના બનાવનાર એકલા ખોદાનીજ.[2]

સ૦—ખોદાએ દુન્યામાં તમોને શા વાસ્તે પેદા કીધાં?

---

૧ દોઆ નામ સેતાયશને. ૨ યજશને હા. ૮ ફ. ૫.

જ૦—નેક અને સાચ્ચાં કામો કરવા, કુદરતને અવલોકવા, તેનો અભ્યાસ કરવા, અને તેનેથી થતા ફાયદા મેળવી બીજાંઓને શિખવવા.

સ૦—કયાં કામો **ખોદાને** પસંદ છે?

જ૦—પરોપકાર, દયા, સખાવત અને સચ્ચાઇ. કારણ કે **ખોદા** પોતે પરોપકારી, દયાળુ, સખી અને સાચ્ચો છે.

સ૦—**ખોદા** પોતે પરોપકારી કેમ છે?

જ૦—આંએ દુન્યાનાં તેણે જે જે પેદા કીધું છે તે તેના પોતાના ફાયદાને માટે નહીં પણ આપણા ફાયદા અને પોષણને માટે છે તેથી આપણે જાણયે છીએ કે **ખોદા** પરોપકારી છે.

**સ૦—ખોદા** દયાળુ છે એમ તમે શા ઉપરથી કહેશો ?

જ૦—કારણ કે તે સાહેબ અંજાણપણે થયલા ગુનાહની તોબેશ કરવાથી આપણને માફી બક્ષે છે.

**સ૦--ખોદાની** સખાવતો શી છે ?

જ૦--આપણને વાસ્તે અનાજ, પાણી, જમીન; ઢોરોને માટે ઘાસ ચારો તથા હવા, રોશણી વગેરે સઘળી નેઆમતોની બક્ષેશ તે સાહેબ આપણને આપે છે.[1]

**સ૦--ખોદાતાલા** સાચાંનો સાથી છે એ વિશે અવસ્તામાં શું લખ્યું છે ?

જ--અવસ્તામાં કહે છે કે "સાચા રસ્તામાં ખોદા રહે છે." સાચ્ચાઓ ઉપર

---

૧ યજશને હા ૩૭ ફ. ૧.

તે પ્યાર રાખે છે અને સચ્ચાઇથી ચાલનારને તે ખરો સુખી કરે છે.

સ૦—શા માટે આપણે ખોદાથી ડરીને ચાલવું જોઇએ ?

જ૦—કારણ કે તે આપણાં સઘળાં નેક અને બદ કામો જુએ છે અને તે કામો પ્રમાણે આપણને સુખ અથવા દુઃખ આપનાર છે.[2]

સ૦—સાચાં માણસને ખોદાથી બીહવાનું કાંઇ કારણ છે ?

જ૦—ના જી, કાંઇજ નહી. સાચાં માણસે તો જેમ એક બચ્ચું પોતાના બાપથી નચિંત અને બેફિકર રહે તેમ ખોદા—

---

અવસ્ત વાહુ. ૨ યજશને હા ૩૦ ક્ર૦ ૧૧.

કે જે સર્વનો બાપ છે તેથી બીહવાનું કાંઇ કારણ નથી.

સ૦—આપણુ ઉપર કાંઇ દુઃખ અથવા આફત આવી પડી ત્યારે શું કરવું?

જ૦—**ખોદાને** યાદ કરવો અને તેનીજ મદદ માંગવી અને જો તે દુઃખ પોતાની કોઇ કસુરથી આવી પડયું હોય તો તેવું કામ ફરીને નહી કરવું.

સ૦—ખોદા પાસે આપણુે શું માગવું જોઇએ?

જ૦—"**ઓ ખોદા!** તું મને એવી બક્ષેશ કર કે જે બક્ષેશ મળ્યાથી મારૂં કલ્યાણુ થતું હોય. કારણુ કે મારે વાસ્તે શું સારૂં છે તેનો જાંણુનાર તુંજ છે.[1]"

---

૧ યજશાને હા ૩૧ ફ. ૫.

સ૦—ખોદાનું અવસ્તા નામ અને અર્થ શું?
જ૦—અહુરમજદ એટલે સદા કાળ હસ્તી ધરાવનાર ઘણાં ડહાપણવાળો **સાહેબ.**
સ૦—ખોદા કયાં છે?
જ૦—ખોદા સઘળી જગાએ અને સર્વે ઠેકાંણે હાજર છે. તે આપણાં જાહેર તેમજ છુપાં કામો પણ જુએ છે.[1]
સ૦—જ્યારે તે **સાહેબ** સઘળું જુએ છે અને જાણે છે ત્યારે આપણે કેવી રીતે ચાલવું?
જ૦—આપણે કોઇ ખોટું કામ કરવું નહી; કેમકે **ખોદા** તે જુએ છે અને તે માટે આપણને શિક્ષા કરશે.[2]
સ૦—ખોદાને તમો જોઇ શકતા નથી તો કેમ કહી શકો કે તે છે?

---

૧ યજશને હા. ૩૧ ફ. ૧૩. ૨ યજશને હા. ૩૧ ફ. ૧૪.

જ૦—આએ દુન્યામાં તેણે બનાવેલી ઘણી નાદર ચીજો તેની હસ્તી સાબેત કરેછે.

સ૦--તે નાદર ચીજો તે કઇ?

જ૦—સુરજ, ચંદ્ર, તારા, ઝાડ, પાહાડ, માણુસ, જનાવર, હવા, રોશણી, આતશ, પાણી વગેરે.

સ૦—ઉપલી ચીજો ઉપરથી તમે ખોદાની હસ્તી કેમ સાબેત કરશો?

જ૦—માણુસ એક ખુરશી બનાવી શકશે પણ તે ખુરશી જે ઝાડનાં લાકડાંની હોય તે ઝાડને ઉત્પન્ન થવાનાં સાધણો પાણી, જમીન, ગરમી, હવા વગેરે કોણ બનાવે છે? માલી બી વાવે છે અને પાણી સીપે છે પણ પીળા ફુટીને ઝાડ મોટું થાય છે તે કોણ કરે છે? શું એ

બધું માણુસથી થાય છે? નહી. ત્યારે જે ચીજ માણસથી નહી બની શકે તેનો બનાવનાર માણસના કરતાં કોઇ વધારે ડહાપણવાલો હોવો જોઇએ. તે આપણા ધર્મમાં જણાવ્યા પ્રમાણે ખોદા પોતે છે અને એ ઉપરથી ખોદાની હસ્તી સાબેત થાય છે.

---

## જરથુશ્ત્ર

—:૦:—

અવંરતા—અએમ મોઇ ઇદા વિસ્તો યે ને અએવો સાસ્નાઓ ગૂષતા જરથુશ્ત્રો.[1]

---

૧. યજશને હા ૨૯. ફ. ૮.

**સાર**-( દાદાર હોરમજદ કહે છે કે ) ".જેણે એકલાએ મારી શિખામણ સાંભળી તથા જે મને આ દુન્યામાં જણાવલો છે તે **સ્પેતમાન જરથોશત** છે."



**સવાલ**—ધર્મજ્ઞાન આપનારને આપણે કયાં નામથી ઓળખીએ છીએ ?

**જવાબ**—ધર્મશિક્ષક અથવા ધર્મગુરૂ.

**સ૦**—આપણો સઉથી પેહેલો ધર્મગુરૂ કોણ ?

**જ૦**-પેગાંમ્બર અશો **જરથોશત.**[1]

**સ૦**-અશો **જરથોશતને** પેગાંમ્બર કેહવાનું કારણ શું ?

૧. ફરવરદીન યશ્ત ક્રે. ૮૮.

જ૦—કારણકે એવણે કુદરતનો અભ્યાસ કરી **ખોદાને** પીછાંણીયા અને મીનોઈ દુન્યામાંથી **ખોદાના** હોકમો આએ દુન્યામાં લઇ આયા. પેગામ્બરનો અર્થ સંદેશો લાવનાર કરી થાય છે.

સ૦--અશો **જરથોશ્ત** કોણનો પેગાંમ્બર?

જ૦—આખી દુન્યાનો—ખાસ કરીને ઇરાંની માજદયરની પારસીઓનો. આપણો પેગાંમ્બર અશો **જરથોશ્ત** હોવાથી આપણે જરથોસ્તી કેહવાઇએ છીએ.

સ૦--એવણને પેગાંમ્બર તરીકે કોણે કબુલ રાખ્યા?

જ૦--કયાંની વંશના ઇરાંની પાદશાહ ગુસ્તાસ્પ અને તેની તમામ રૈયતે.

સ૦--એવણને પેગાંમ્બર તરીકે કબુલ કરવાની આગમચ કેવી રીતે પાદશાહ ગુશ્તાસ્પે પોતાની ખાતરી કીધી ?

જ૦--ભણેલા અને વિદ્વાન પુરૂષો સાથે તકરાર કરાવી તેમાં એવણે પોતાની હુશીઆરી અને અક્કલથી વિદ્વાનોને હેરત કીધા. બીકટમાં બીકટ સવાલના મનમાનતા જવાબો આપ્યા, તથા કેટલાએક મોઅજેજા કરી બતાવ્યા. એવી રીતે બારીક તપાસ કરી પાદશાહે પોતાની ખાતરી કીધા પછી એવણને પેગાંમ્બર તરીકે કબુલ કીધા.

સ૦--અશો જરથોસ્તનાં મુખ્ય ફરમાનો શું છે ?

જ૦--તેવણ સાહેબે અવસ્તામાં ફરમાવ્યું છે કે સાચા વિચાર, સાચા વચન અને સાચાં કામો કરવાં, અશોઇ

અને પરહેજગારી રાખવી, સઘળાંઓનું ભલું ઇચ્છવું તથા સખાવત કરવી.

**સ૦**—અશો **જરથોશતનો** જન્મ ક્યાં થયો હતો ?

**જ૦**—ઇરાન દેશમાં આવેલાં રએ શેહેરમાં '**પઓરૂશસ્પ**' નાં ઘરમાં.[1]

**સ૦—પઓરૂશસ્પ** કોણનું નામ છે ?

**જ૦**—અશો **જરથોસ્ત**ના પિતાજીનું.

**સ૦**—આપણે આપણા પેગાંમ્બરને **જરથોશત** પઓરૂશસ્પ કહીને નથી ઓળખતા પણ **જરથોશત સ્પિતમાન** એ નામે ઓળખીયે છીયે તેની સમજણ શું ?

---

૧ વંદીદાદ પર૦ ૧૯, ફ૦ ૩.

જ૦—**રિપતમ** એવે નામનો અષો **જરથો-**
**-શત**નાં વડવાઓમાં એક નામીચો પુરૂષ
થઇ ગયો છે તેનાં નામ સાથે આપણા
પેગાંમ્બરનું નામ જોડેલું છે.

સ૦—અશો **જરથોશતનાં** માતાજીનું નામ
અને તેવણનાં ધણિયાણીનું નામ શું?

જ૦—એવણનાં માતજીનું નામ **દોગદો** અને
ધણિયાણીનું નામ **હવોવી.**

સ૦—અશો **જરથોશતને** કેટલી દીકરીઓ
હતી? તેઓનાં નામ આપો.

જ૦—ત્રણ દીકરીઓ હતી. **પઓઉરૂ-**
**ચીશ્તી, ફ્રેની** અને **થ્રીતી.**

સ૦—અશો **જરથોશત**ના દીકરાઓનાં નામ
આપો.

---

૧ યજશને હા. ૫૩ ફ. ૩. ૨ ફરવરદીન યશ્ત ફ. ૧૩૮.

જ૦—ઇસતવાસ્ત્ર, ઉરૂવતતનર અને **હુવરેચિથ.***

સ૦—અશો **જરથોશતનાં** ખાનદાનનાં નામ આપો ?

જ૦—માતાજી તરફથી **હવોવનું** ખાનદાન તથા પિતાજી તરફથી **હએચત-અસ્પા** અથવા **સ્પિતમનું** ખાનદાન હતું,† જે પાદશાહ **ફરેદુનથી** ઉતરેલુ હતું.

સ૦—અશો **જરથોશતનો** દીસો અથવા મરણ દીવસ કયા રોજે ?

જ૦—દએ માહનો અને ખોરશેદ રોજે?

સ૦—એવણનો જન્મ દીવસ કયા રોજે ?

જ૦—ફરવરદીન મહીનો અને ખોરદાદ રોજ અથવા ખોરદાદ સાલનો દિવસ.

---

* અથવા ખુરશેદચેહેર. ફરવરદીન યશ્ત ક. ૯૮.

† ઇજશને હા. ૪૬, ક. ૧૫.

# જરથોશતી ધર્મનાં મુખ્ય ફરમાનો.



અવસ્તા—હક્ય અઁજમચિત યો
જરથુશ્ત્રો, ફ્રતેંમાં ન્માનનાંમ્ચ
વીસાંમ્ચ, જન્તુનાંમ્ચ દખ્યુ-
નાંમ્ચ, અઙ્હુઓ દએન-
યાઓ અનુમતયએચ અનુખ્ત
યએચ અન્વર્શતયએચ, યા
આહૂઇરિશ જરથુશત્રિશ.

સાર—હું કે જે જરથોસ્ત છું તે દેશના, ગામના, મોહલાના અને ઘેરના આગેવાનોને આએ જરથોસ્તી દીનનાં

ફરમાન **હુમત હુખત અને હ્વરશત** પ્રમાણે ચાલવાને શિખવું છું તથા ઉતેજન આપું છું.[1]



**સવાલ**--જરથોસ્તી દીનનાં મુખ્ય ફરમાનો શું છે?

**જવાબ--હુમત હૂખ્ત** અને **હરૂશત** અથવા **નેક મનશાની નેક ગવશાની અને નેક કુનશાની.**

સ૦--એ ત્રણ શબ્દોનો અર્થ શું?

જ૦--સાચો અથવા ભલો વિચાર, સાચો અથવા નેક બોલ અને સાચું અથવા બેહતર કામ.

સ૦--પાક અવસ્તામાં એ વિશે શું કહેલું છે.

જ૦--"તમામ નેક વિચારો, નેક સખુનો અને નેક કામો બેહસ્ત તરફ લઇ જાય છે.[2]

૧ યજશને હા. ૮ મો ફ. ૭. ૨ દોઆ વીસ્પ હુમત.

સ૦—હુમત હૂખ્ત હ્વર્શ્તથી ઉલટું શું ?

જ૦—દુશમત, દુઝ્જૂખ્ત, અને દુઝ્વર્શ્ત.

સ૦—એ શબ્દોના અર્થ શું ?

જ૦—જૂઠો અથવા ભુંડો વચાર, જૂઠો અથવા બુરો બોલ અને જૂઠું અથવા દુષ્ટ કામ.

સ૦—એ વિષે અવસ્તા શું કહે છે ?

જ૦—બદ વિચાર, બદ સખુન અને બદ કામો દોજખ તરફ લઇ જાયછે.[1]

સ૦—એ ઉપરથી તમે શું સમજ્યા ?

જ૦—આપણા પેગાંમ્બર સાહેબ અશો જરથોશ્તનો હોકમ છે કે આપણે દરેક જણે મન, વચન અને કરણી શુદ્ધ રાખવી જેથી બંને દુન્યામાં સુખ મળે.

---

૧ દોઆ વીસ્પ હુમત

**સ૦**–અશો જરથોસ્તના જેવા થવાને વાસ્તે આપણે શું કરવું ?

**જ૦**–ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇને છોડવી નહીં,[1] એકલા હોરમજદ સિવાય બીજા કોઈ દેવ દેવતાઓની પરસ્તેશ કરવી નહી,[2] જૂઠા અને ઠગારાઓને ફજેત કરવા, ચોર અને લુટારાઓથી પોતાના ભાઇબંધોનું રક્ષણ કરવું.[3]

**સ૦**–ગમે એવું દુઃખ આવી પડે તોપણ સચ્ચાઇનેજ વળગી રહેવા માટેના અશો **જરથોશ્તના** કલાંમો અર્થ સહીત કહો.

---

૧. વંદીદાદ, ૧૯, ફ. ૭. ૨. ઇજશને હા ૧, ફ. ૮.
૩. ઇજશને હા ૧૨, ફ. ૨–૩.

૪૦-"નોઇત્ હે અપસ્તવાને વઙ્ઉહીમ્ દએનાંમ્ માજદયસ્નીમ્, નોઇત્ અસ્તચ, નોઇત્ ઉશતાનૅમચ, નોઇત્ બઓધસ્ચ વીઉર્વીસ્યાત.
અશો (જરથોશ્ત કહે છે કે) "મારાં હાડકાં છુટાં પડે, મારી બુધ્ધિ ગુમ થાય અથવા મારો જીવ બી નીકળી જાય તોપણ હું મજદયસ્ની દીનને ધીક્કારીને છોડી દઇશ નહી." (એટલે "ગમે એવું દુઃખ પડે તોપણ જીવ જતાં સુધી સચ્ચાઇનેજ હું વળગી રહીશ."[1])



---

1 વંદીદાદ, ૫ર. ૧૯ ફ. ૭.

# અશોઇ.

અવસ્તા-અષેમ વોહૂ વહિશતેમ અસ્તિ
સાર-અશોઇની દોલત સૌથી ઉત્તમ છે.

સ૦-અષોઇ એટલે શું ?
જ૦-અષોઇ એટલે તનની અને મનની સફાઇ.

સ૦—તનની સફાઇ તે શું ?
જ૦-આપણા શરીરને કાંઇબી મેલી અથવા ગંધીલી ચીજોથી દુર રાખવું, રોજ નાહી ધોહીને દીલપરનો મેલ સાફ કરવો, પોશાક ધોતો અને સફાઇદાર રાખવો અને રેહવાનું ઠેકાણું વાડી ગુડીને સાફ રાખવું.

**સ૦**–તનની અશોઇ રાખવાથી ફાયદો શું ?
**જ૦**–શરીરની સુખાકારી વધે, જો તંનદરોરસ્તી હોય તો વિધ્યા અભ્યાસ થાય, જેથી આપણને અક્કલ મલે.
**સ૦**–તંદરોરસ્તી કેમ મલે ?
**જ૦**–સોજો અને સાદો ખોરાક નિયમસર ખાધાથી, સોજી હવા દમમાં લેવાથી અને તનને માફકસર કસરત આપવાથી.
**સ૦**–મનની અશોઇ એટલે શું ?
**જ૦**–આપણા મનમાં સારા વિચાર, સારા વચન, અને સારાં કામો કરવાનોજ ઠરાવ કરવો, અને ખરાબ વિચાર, ખરાબ વચન અને ખરાબ કામો નહી થાય તેની સંભાળ લેવી, બુરા વિચારોને મનમાં આવવાજ નહી દેવા.

સ૦—મનની અષોઇથી ફાયદો શું ?

જ૦—મન ચોખ્ખું હોય તો સારાં કામે થાય જેવાં કે ધર્મનો અભ્યાસ, ખોદાની બંદગી અને ભાઇબંધો ઉપર પ્યાર. જેથી કરીને મીનોઇ દુન્યાનાં ઉત્તમ સુખનો ફાયદો મલે.

સ૦—અષોઇની દોલત સૌથી ઉત્તમ કેમ છે તે સમજાવો ?

જ૦—આએ દુન્યાની અંદર આપણને મળતાં ઘરબાર, વાડી ગાડી, પૈસો ટકો વગેરે ફના થનાર[1] છે. આપણા ગુજરવા પછી એ બધું આપણી સાથે આવતું નથી, એ દોલત ચોર ચોરી જાય છે, કે લુટારા છીનવી લે છે. ઘરબાર પડી જાય છે કે તેનો આગથી નાશ થાય

૧ જતું રહેનાર.

છે. પણ અષોઇની દોલત કોઇ લઇ લેતું નથી. તેને નથી ચોર ચોરી જતા કે લુટારા લુટી લેતા. તે હંમેશાં આપણી સાથે રહે છે અને મરણ બાદ તે આપણી સાથે આવે છે અને સુખ આપે છે માટે અષોઇની દોલત સૌથી ઉત્તમ છે.

સ૦— મનની અષોઇ કેમ મળે?

જ૦— કેળવણી લીધાથી.

સ૦— તે કેલવણી કઈ જાતની?

જ૦—ધર્મ તથા નીતની.

સ૦—માણસો અષો હોય તો શું ફાયદો?

જ૦—માણસો અષો હોય તો દુન્યા આબાદ થાય, દુન્યા આબાદ હોય તો સચ્ચાઇનો વધારો થાય અને સચ્ચાઇ વધે તો

યથા અહૂ વઈર્યોના પવિત્ર કલામોમાં જણાવ્યા પ્રમાણે ખોદા ખુશી થાય.

સ૦—ખોદા ખુશી થાય તો શું ફાયદો?

જ૦—માણસોને અષેમ વૉહૂના પવિત્ર કલામોમાં જણાવેલું ખરૂં અને ઉત્તમ સુખ મળે.

---

## નવજોત્ ક્રિયા.

અવસ્તા—અઇવ્યાઑઙ્હુનેમ્ વા અઇવ્યાઑઙ્હુયમ્નો, અઇવ્યાઑઙ્હુનેમ્ વા બૂજયમ્નો.[1]

સાર—કુસ્તી બાંધતાં અને કુસ્તી છોડતાં ખોદાનું નામ લેવું.

---

૧ હોરમજદ યશ્ત ક. ૧૭.

**સવાલ**—નવજોત એટલે શું ?

**જવાબ**—નવો જોતી અથવા જરથોશતી દીનમાં દાખલ થઇ એ દીનનાં ક્રિયા કામોમાં નવો ભાગ લેનાર.

**સ૦**—કેટલાં વરશની ઉમરનાં બાળકની **નવજોત** કરવામાં આવે છે ?

**જ૦**—બાળક સાત વરસની ઉમરે પોંહચે, ધર્મનાં મુળતત્વોનું જ્ઞાન મેળવે અને ચોક્કસ **અવસ્તા**નાં કલામો ભણી જાણે ત્યારે.

**સ૦**—સાતજ વરસની ઉમર જોઇએ કે વધતી ઓછી ચાલે ?

**જ૦**—ઓછી નહી ચાલે, જો બાળક હુશીઆર નહી હોય તો નવ વરસે અને જો નવ વરસેબી તે ધર્મનાં મુળતત્વો

સમજવાને શકતીવાન નહી હોય તો ૧૪ વરસની ઉંમરે જરૂર **નવજોત્** કરવાનું દીનની કેતાબોમાં ફરમાવેલું છે.

**સ૦**—દીનમાં દાખલ થનાર બાળકે કયા કયા **અવસ્તાના** કલામો ભણી જાણવા જોઇએ ?

**જ૦—અષેમ, યથા, કેમના મજદા, અહુરમજદ ખોદાએ, જસમે અવઙ્‌હે મજદ, સરોશ બાજ, ગેહ, ખુરશેદ-મેહેરની નીઆએશ, પતેત્ અને દીનનો કલમો.**

**સ૦**—બાળકની **નવજોત્** કરે છે તે દિવસે તેના ઉપર શું ક્રિયા કરવામાં આવે છે ?

જ૦—તે બાળકનાં તનને યજેલા **ગઓમીજ**[1] અને પાણીથી અંગોળ કરાવી પાક કરે છે.

સ૦—તે કેવી રાતે ?

જ૦—સૌથી પેહલાં એક **અથોરનાન્**[2] તે બાળકને બાજ ધરાવી દાડમની પાતરી ચવાડે છે. પછી યજેલો (પવીત્ર કીધેલો) **ગઓમીજ** ત્રણ વાર પાજંદ કલામો બાજમાં ભણાવતાં પીવાડે છે.

સ૦—તે પાજંદ કલામો શું છે ?

જ૦—**ઇન્ ખુરમ, ઇન્ પાકીએ તન્, ચોજદાથ્રે રવાન્રા.**

સ૦—એની મતલબ શું ?

---

૧ ગાયનું મુત્ર અથવા તરો. ૨ મોબેદ.

જ૦—આએ (ગઓમીજં) મારાં તનની પવીત્રાઇ અને આત્માનાં સુખને માટે હું પીઉં છું.

સ૦—એ ક્રિયા કીધા પછી શું કરવામાં આવે છે?

જ૦—તે બાળકનાં તનને પવિત્ર **ગઓમીજ** અને પાણીથી પાક કરી, સુદરેહ કુસ્તી સિવાય સઘળાં કપડાં પેહડાવી, પીછોડી ઓઢાડીને જ્યાં અંજુમન બેઠું હોય ત્યાં લાવવામાં આવે છે.

સ૦—પછી અંજુમનની નજદીક તે બાળક ઉપર શું ક્રિયા કરવામાં આવે છે?

જ૦—જરથોસ્તી ધર્મનાં ત્રણ મુખ્ય ફરમાનો **હુમત, હુખ્ત** અને **હ્વર્શ્ત** પ્રમાણે ચાલવાની તથા **દુશ્મત દુજ્રુખ્ત** અને

દુશ્મવરશતને ધીક્કારવાની કબુલાત લેવામાં આવે છે.

સ૦—કબુલાત લીધા પછી શું થાય છે?

જ૦—વડા ધર્મગુરૂ તે બાળકને ઉભાં રાખી **દીનનો કલમો** ભણાવે છે, પછી એક **યથા અહૂવઇર્યો** ભણતાં તેને **સુદરેહ** પેહરાવે છે જે વખતે સઘળું અંનજુમન પણ **યથા અહૂવઇર્યોના** કલામો ભણે છે.

સ૦—**સુદરેહ** પેહરાવ્યા પછી શું થાય છે?

જ૦—વડા **ધર્મગુરૂ** કુસ્તી હાથમાં લઇ **અહુરમજદ ચશ્તની** ખશનુમન પઢે છે. ત્યાર પછી કુસ્તી બાંધવાના કલામો તે બાળકને ભણાવી **કુસ્તી** કમ્મરે બાંધવાની ક્રિયા પુરી કરેછે.

**સ૦**—ત્યાર પછી શું ક્રિયા થાય છે?

**જ૦**—**વડા ધર્મ** ગુરૂ હોશબામ તથા તંદરોસ્તીના કલામો ભણીને તે બાળકને આશીરવાદ દે છે.

**સ૦**—**નવજોત** થનાર બાળક શું એકરાર કરીને **જરથોશતી** ધર્મમાં દાખલ થાય છે?

**જ૦**—"હું એકજ **ખોદાની** બંદગી કરનાર અને **તેનેજ** સર્વ ચીજનો પેદા કરનાર સમજું છું. મારો ધર્મ **માજદયસ્ની** છે તથા હું દેવ પરસ્તીને ધીક્કારું છું. અશો **જરથોશતને** મારા પેગામ્બર તરીકે કબુલ રાખું છું, તથા **તેવણને** પગલે ચાલવાની હું કબુલાત આપુ છું. **મજદયસ્ની** દીન પાક ખોદાએ સર્વનાં

ભલાંને કાજે અશો જરથોશત્ પાસે મોકલાવેલી છે. માટે એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની હું સદા કોશેશ કરતો રહીશ." [1]

---

## સુદરેહ કુસ્તીની ખુબી.

સ૦--સુદરેહ પહેરવાની તથા કુસ્તી કમ્મરે બાંધવાની શું આપણી ફરજ છે?

જ૦—હાજી, આપણા ધર્મ પુસ્તકમાં કહેલું છે કે "જે કોઇ પોતાનાં શરીર ઉપર સુદરેહ પેહરે અને કુસ્તી

---

૧. ઇજશને હા ૧૨, ફ઼. ૧–૯.

બાંધે તથા ગાથા ભણે તેજ ખરો મજદયસ્ની છે, અગર નહી તો તેને મજદયસ્ની નહી કેહવો." [1]

સ૦—સુદરેહનો અર્થ શું ?

જ૦—સાચ્ચો રસ્તો અથવા રીત. એટલે જેણે સુદરેહ પેહરેલો હોય તેની રીતભાત સારી અને સાચ્ચી હોવી જોઇએ.

સ૦—સુદરેહ કેટલા કટકાનો બનાવવામાં આવે છે ?

જ૦—નવ કટકાનો. બે પરદા એક આગલો અને એક પાછલો, ગીરેબાન, બે બાંએ અને બેઉ સાંધા આગળની બબે તીરી.

---

૧. બુન્દેહેશ, વંદી. ૧૮. ફ. ૯ વગેરે.

સ૦—એ નવ કટકા શું શિખામણ આપે છે?

જં૦—જેમ બે પરદા એક આગળ અને બીજો પાછળ હોવા છતાં એક એક સાથ જોડાયલા છે તેમ આપણાથી ઉમરે વડા, ઉપરીઓ અને ભણેલાઓને ઘટતું માન આપવું અને વડાઓએ તથા સબળાઓએ નબળા તથા હાથ નીચેનાઓને મદદ કરવી.[1]

સ૦—ગીરેબાન શું જણાવે છે?

જ૦—આપણે હર હમેશ સવાબનાં કામો કરવાં અને જરથોશતી દીન ઉપર બેશક અને બેગુમાન રહેવું. ગીરેબાનનો અર્થ ઇમાનવાળો કરી થાય છે.

---

૧. સરનામ રાઝે યજદાંની કુસસ ૧૩–૧૫.

સ૦—એ બાંએ શું ધડો આપે છે ?

જ૦—જેમ સુદરેહ પેહરનારાંઓને બાંયમાં હાથ લેવાની જરૂર છે તેમ ભલી મજ- દયસ્ની દીનના દરેક માણુસે કાંઇબી ધંધા, હુન્નર અથવા ઉદ્યોગમાં રોકા- વાની જરૂર છે.[1]

સ૦—બેઉ બાજુની તીરીઓ (જે ત્રીકોણ આકારની હોય છે) શું શીખવે છે ?

જ૦—ગોસ્પંદો (જેવાંકે ગાએ, ઘોડા, બકરાં, મેંઢાં વગેરે) ને દુઃખ નહી દેવું, તથા ધાતુ અને વનસ્પતીનો રૂડો ઉપયોગ કરવો.[2]

---

૧. સરનામે રાઝે યજદાંની સફો ૧૨—૧૫
ઉપલીજ ચોપડી સફો ૨૩.

સ૦—સુદરેહ શાનો બનાવવામાં આવે છે?

જ૦—રૂના સફેદ કપડાંનો.

સ૦—રૂનો બનાવવાની મતલબ શું?

જ૦—રૂનું કપડું સસ્તું અને સફાઇદાર હોય છે. સસ્તું હોવાથી ગરીબમાં ગરીબ પણ તે મેળવી શકે છે અને સફાઇદાર હોવાથી જરથોશતી ધર્મનું ફરમાન જાળવી શકાયછે.

સ૦—એ વિશે જરથોશતી ધર્મનું ફરમાન શું છે?

જ૦—સ્પએત દએનયાઍા માજદયસ્નો-ઇશ ઉપમનૅમ.[1]

સ૦—એની મતલબ કહી સંભળાવો.

---

૧. મેહેર યસ્ત ક. ૧૨૬.

જ૦--સોજાઇ અને સફાઇ એ મજદયસ્ની ધર્મની ઉપમાં ( નિશાન ) છે.

સ૦--જેણે સુદરેહ પેહેરેલો હોય તેની ફરજ શું છે ?

જ૦--જેમ સુદરેહ ધોતો અને સફાઇદાર રાખવાની તેની ફરજ છે તેમ તેણે હમેશાં પોતાનાં અંતકરણને પણ સોજું અને પવિત્ર રાખવું.

સ૦--કુસ્તી એટલે શું ?

જ૦--જરથોશતી ધર્મ ઉપર મકમ રેહવાની ઇધાની.

સ૦--કુસ્તી કમ્મર ઉપર બાંધવાનું કારણ શું ?

જ૦--કમ્મર શરીરનો મધ્ય ભાગ છે તેથી કુસ્તી બાંધી આપણે એવું બતાવ્યે

છીયે કે આપણાં દરેક કામમાં મધ્યમ રેહવું.

**સ૦**—કુમ્મર ઉપર **કુસ્તીના** આંટા કેટલા છે અને તે શું શિખામણ આપે છે?

**જ૦**—આંટા ત્રણ છે, જ્યારે એ આંટા ઉપર આપણી નજર પડે ત્યારે વિચાર કરવો જોઇએ કે "**સાચા વિચાર, સાચા વચન** અને **સાચાં કામ** ઉપર હું હમેશાં ઉસ્તવાર રહીશ."

**સ૦**—**કુસ્તી** કેટલા દોરા અથવા તારની વણુવામાં આવે છે?

**જ૦**—૭૨ તારની.

**સ૦**—એ બોતેર તાર શું બતાવે છે?

**જ૦**—**ઇજશનેના** ૭૨ હા અથવા પ્રકરણ.

સ૦—ઇજશને કોણ ભણે ?

જ૦—દરેમેહર અથવા અગીઆરીમાં યોજદાથ્રેગર મોબેદો.

સ૦—કુસ્તી શાની બને ?

જ૦—ઘેટાંનાં બદનપરનાં ઉનની. ઘેટું અથવા મેંઢું જેમ ગરીબ, નમનતાઇવાળું અને નિર્દોષ[1], છે તેમ કુસ્તી બાંધનારે પણ નમાના, તાબેદાર અને નિર્દોષ રહેવું જોઇએ.

સ૦—ઉનની કુસ્તી કેવી રીતે બને છે ?

જ૦—ઉનને કાંતે, વળ દે અને તે વળ દીધેલા દોરાને એક જંતર ઉપર ચઢાવી વણે.

સ૦—કુસ્તી કોણ વણે ?

---

૧ ગુનાહ વગરના.

જ૦—અથોરનાન્ ટોળાની બાઇડીઓ.

સ૦—વણી રહ્યા પછી શું કરે?

જ૦—મોબેદ નીરંગ ભણીને વચમાંથી છુટી કરે.

સ૦—ત્યાર પછી શું થાય?

જ૦—તેનું પર સવળું કરીને લર અને લરીઓ ગુંથે.

સ૦—લર અને લરીઓ કેટલી?

જ૦—લર બે અને લરી છ.

સ૦—એ શાની નિશાની બતાવે છે?

જ૦—લર વરસના બે ભાગ જે હ્વાવન અને રપિથવન છે તેની તથા લરી વરસના છ ગાહમ્બારની.

સ૦—કુસ્તીના ચાર ગાંઠ વાળતી વેળાએ શું વિચારવું જોઇએ?

જ૦—પહેલો ગાંઠ વાળતી વેળાએ એમ વિચારવું કે **મજદયસ્નો અહી** એટલે હું એકજ ખોદાની બંદગી કરનાર છું. બીજો વાળતાં વિચારવું કે **જરથુશત્રીશ** એટલે જરથોસ્તને મારા ગુરૂ તરીકે કબુલ રાખનાર છું. ત્રીજો વાળતાં વિચારવું કે **વીદએવો** એટલે દેવ-પરસ્તીના કામને ધીકકારનાર છું. અને ચોથો વાળતાં વિચારવું કે **અહુર-એકએષો** એટલે ખુદાની ખુશીનાં કામો કરવા કબુલ થાઉ છું.

સ૦—**કુસ્તીના** ગાંઠ વાળતી વેળા અવસ્તાના કયા કલામો ભણવા ?

જ૦—બે **યથા અહૂ વઇરૂયો** ભણતાં આગળા બે અને **અષેમ વોહૂ ૧)** ભણતાં પાછળા બંને ગાંઠ વાળવા.

**સ૦**—કુસ્તી કરતી વેળા કઇ તરફ મોહ્ડું કરવું ?

**જ૦**—દિવસે સુરજ તરફ અને રાતે ચંદ્ર, તારા અથવા ચેરાગ સનમુખ.

**સ૦—કુસ્તી** કઇ કઇ વખતે કરવી જોઇએ ?

**જ૦**—સવારે બીછાંનેથી ઉઠતાં વાર, હાજતે જઇ આવ્યા પછી, જમવાની અગાઉ, બંદગી કરવાની આગમચ, તથા અસ્વચ્છ જગા ઉપરથી આવ્યા પછી તરત.

**સ૦—કુસ્તી** કેમ કરવી તે સમજાવો.

**જ૦**—સૌથી પહેલાં **ક્ષનઑથ્ર અહુરહે મજ્દાઓ અષેમ વોહૂ ૧)** ભણીને બદનના ખુલ્લા ભાગ, (હાથ, મોહ્ડું અને પગ) ને ત્રણ મરતબે પાણીથી ધોવા.

સ૦—એ પાણીથી ધોવાને આપણે શું કહીએ છીએ ?

જ૦—**પાદીઆબ.**

સ૦—ત્યાર પછી શું કરવું ?

જ૦—તે ધોએલા ભાગોને સોજા કપડાંએ લુછી એક ચીતે ઉભા રહી આખી **કેમના મજદા** ભણી જવી. પછી કુસ્તી કમ્મરેથી છોડી **અહુરમજદ ખોદાય** ભણવી.

સ૦—**અહુરમજદ ખોદાય** ભણતાં શું ક્રિયા કરવી ?

જ૦—કુસ્તી બેઉ હાથમાં પકડી **આહરેમન અવાદશાન** ભણતાં જમને હાથે પખોરવી, **મનશની ગવશની કુનશ**

ની ભણતાં ઉંચકવી, અને **હુદ્યથ્યા ર્વીરૂશતાંમ્** ભણતાં **કમ્મરે** વીટાળવી, ત્યાર પછી આગળ જણાવ્યા પ્રમાણે ગાંઠ વાળી **જસમે અવહ્હે મજદ મઝ્દયસ્નો અહ્મી** આખી ભણી જવી.

સ૦—સુદરેહ કુસ્તી પહેરેલાં બાળકની ફરજ શું છે?

જ૦—પોતાની આખી જીંદગી સુધી સુદરેહ કુસ્તી વગર ઘરમાં તેમજ બહાર ફરવું નહી, ઉંઘાડા પગ અથવા બોરૂં માથું રાખવું નહી, એક બીજાનું અજીઠેલું ખાવું નહી, ખોદાની બંદગી કરવી, અષોઇ રાખવી, નમ્ર થવું, સારાં કામો કરવાં અને ખરાબ કામોથી દુર રહેવું.



# બેહેશ્ત અને દોઝખ.



**અવસ્તા**—વીસ્પ હુમત વીસ્પ હુખ્ત વીસ્પ હ્વૅર્શ્ત વહિશતૅમ અન્હુ-હમ અશાએત. વીસ્પ દુશમત વીસ્પ દુજ઼ુખ્ત વીસ્પ દુજ઼્વર્શ્ત, અચિશ્તૅમ અન્હુહમ અશાએત.

**સાર**—સઘળા ભલા વિચારો, સાચા સખુનો અને નેક કામો બેહેસ્ત તરફ લઇ જાય છે અને સઘળા બુરા વિચારો, જુઠા સખુનો અને ખરાબ કામો દોજખ તરફ લઇ જાય છે.

**સવાલ**—બેહેશ્ત એટલે શું ?

જવાબ—આએ દુન્યામાં કીધેલાં સારાં કામોનો મરણ પછી મળતો બદલો તે બેહેસ્ત.

સ૦—દોજખ એટલે શું ?

જ૦—માણસે આએ દુન્યામાં કીધેલાં ખરાબ કામોને માટે પેલી દુન્યામાં તેનાં મરણ પછી મળતી સજા તે દોજખ.

સ૦—બેહેસ્ત મેળવવાનો રસ્તો શું ?

જ૦—તમામ નેક વિચાર, નેક વચન અને નેક કામો સાથે કીધેલી ખોદાની બંદગી બેહસ્તનો રસ્તો ખુલ્લો કરે છે.[1]

સ૦—દોજખથી છુટવાનો ઉપાય શું ?

જ૦—સવાબનાં કામો કરવાં, પોતાની કરણીને પાક રાખવી. ટુકમાં દુશમત દુજ્ઞુખ્ત અને દુજવરૂશ્ત ત્યાગ કરવું.

---

૧. દોઆ નામ સતાયશને.

સ૦—સવાબ તે શું ?

જ૦—સચ્ચાઇ, પરોપકાર, દયા, સખાવત, હલાલ રોજી, રૂડો ઉદ્યોગ, ખોદાની બંદગી અને ધર્મ નીતિ તથા કેળવણી વગેરે

સ૦—ગુનાહ તે શું ?

જ૦—જુઠાઇ, હરામખોરી, આળસાઇ, દગો, કીનો, કપટ, અદેખાઇ, અનીતિ, અધર્મીપણું અથવા દીનમાં જણાવેલા હોકમો પ્રમાણે નહી ચાલવું તે ગુનાહ.

સ૦—ગુનાહનાં કામો માટે માફી માગવાનું આપણું ભણતર કયું ?

જ૦—અવસ્તા ભાષાના ફ્રસ્તુયે હુમતોઇબ્ય-સ્યાના ફકરા ઉપરથી પાજંદ ભાષામાં

દસ્તુર આદરબાદ મારાસ્પંદે જોડેલી પતેત પશેમાની.

**સ૦**—તમે હમેશાં ગુનાહનાં કામો કરી પતેત ભણો તો ખોદા માફ કરે કે ?

**જ૦**—અજાણપણે એક વાર ગુનાહ થયલો ખોદા માફ કરે પણ જાણીજોઇને અનેક વાર કીધેલો ગુનાહ તે કદી માફ કરતો નથી.[૧]

**સ૦**—ગુનેહગાર માણસની મરણ પછી જગ્યા કયાં ?

**જ૦**—અંધારૂં દોજખ.

**સ૦**—દોજખનો અવસ્તા બોલ શું ?

**જ૦**—**અચિસ્ત અહુ** એટલે ખરાબ જીંદગી. બીજો બોલ **દ્રુજો દેમાન** આવે છે

૧ વંદીદાદ ફર. ૩ ૭, ફ. ૧૧.

અને એનો અર્થ ખરાબ રહેઠાણ થાય છે.

સ૦—બેહેસ્તનો અવસ્તા બોલ શું ?

જ૦—વહિશ્ત અહુ એટલે સઉથી સરસ જીંદગી.

સ૦—મરણ બાદ આપણાં શરીરનું શું થાય છે ?

જ૦—આએ શરીર ખાકનું બનેલું છે, અને તે મરણ બાદ પાછું ખાખ સાથે મલી જાયછે.

સ૦—ત્યારે પેલી દુન્યામાં બેહેશ્તનું સુખ અથવા દોજખનું દુઃખ કોણ ભોગવે છે ?

જ૦—આપણું રવાન અથવા આત્મા.

સ૦—રવાનને નેક રાહે ચલાવવાને વાસ્તે આપણાં શરીરમાં બીજી કઇ શક્તિ છે ?

જ૦—ફરોહર અથવા ફ્રવશી.

સ૦—રવાન અને ફરોહર સીવાય બીજી કોઇ શક્તિ માણુસનાં શરીરમાં છે ?

જ૦—હાજી છે, તેમનાં નામ ઇજશનેમાં જણાવેલાં અહુ, દએન અને બઓધ છે.[૧]

સ૦—એ શબ્દોના અર્થ શું ?

જ૦—અંતકરણ, કરણી અને બુદ્ધિ.

---

૧. ઇજશને હા ૫૫. ફ. ૧ લો.

# યજદ, અમેષાસ્પંદ, રોજ, માહ, ગાહ, અને જશન્.

---

અવસ્તા—વીસ્પૅમ્ચ અષવનૅમ મઇન્ય-
ઑમ યજતૅમ્ યજમઇદે.

સાર—સઘળા પવિત્ર મીનો ઇજદોને હમો
વખાંણીએ છીએ.*

સવાલ—યજદ અને અમષાસ્પંદ એટલે
શું ?

જવાબ—વખાણુ તથા આરાધના કરવા લાયક,
અમર્ગ વૃદ્ધિ કરનારી ખોદાઇ શક્તિ.

---

* સીરોજા.

સ૦—અમષાસ્પંદો અને યજદો તે કોણ અને ખોદાએ તેઓને શા વાસ્તે પેદા કીધા ?

જ૦—અમષાસ્પંદો અને યજદો ગેબી રીતે વૃધિ કરનારા ફરેસ્તા છે. તેઓને આ દુન્યાની સંભાલ રાખવાને માટે ખોદાએ પેદા કીધા છે.

સ૦—યજદ અને અમષાસ્પંદોની સંખ્યા કેટલી છે ?

જ૦—એઓની સંખ્યા ૩૩ ની છે; જેમાંના ત્રીસનાં નામ ઉપરથી આપણે રોજ માહ ગણીએ છીએ. *

---

* રોજ અને માહના નામો વિષે જુઓ સફે ૧૬૧-૧૬૩.

સ૦—મહીનાના ત્રીસ દિવસ પ્રમાણે ત્રીસ ફરેસ્તા ત્યારે બીજા ત્રણ ફરેસ્તા કયા તેમના નામ આપો.

જ૦—હોમ, દહમ અને બરજો યજદ.

સ૦—ફ્રવરદીન મહિનામાં શું તેહવાર આવે?

જ૦—અહુરમજદ રોજે નવું વરસ, અરદીબેહસ્ત રોજે રપિથ્વનનું જશન ખોરદાદ રોજે ખોરદાદ સાલ અને ફ્રવરદીન રોજે અશો ફરોહરનું જશન.

સ૦—અરદીબેહસ્ત મહિનામાં શું તેહવાર આવે?

જ૦—અરદીબેહસ્ત રોજનું જશન; ખોરશેદ રોજથી તે દએ-પ-મેહર રોજ સુધી

## મએદીઓઝરેમ એટલે પુર લીલોતરીના વખતનો ગાહમ્બાર.

સ૦—ખોરદાદ મહિનામાં શું તેહવાર આવે?

જ૦—ખોરદાદ રોજે ખોરદાદ અમશાસ્પંદનું જશન.

સ૦—તીર મહિનામાં કેટલાં જશન?

જ૦—તીર રોજે તીરીઆનનું જશન. તથા ખુરશેદ રોજથી દએ-પ-મેહર રોજ સુધી મએદીઓશહેમ એટલે પુર ગરમીના વખતનો ગાહમ્બાર.

સ૦—અમરદાદ મહિનામાં શું તેહવાર?

જ૦—રોજ ૭ મો અમરદાદ અમશાસ્પંદનું જશન.

સ૦--શેહરેવર મહિનામાં કેટલાં જશન ?

જ૦—રોજ ૪ થો **શેહરીવર અમેષાસ્પંદનુ** **જશન** તથા આસ્તાદ રોજથી અનેરાન રોજ સુધી **પએતેશાહેમ** એટલે અનાજ તથા મેવો ઉતારવાના વખતના ગાહમ્બારના જશનો.

સ૦—મેહેર મહિનામાં શું તહેવાર આવે છે ?

જ૦—રોજ ૧૬ મો **મેહેરગાનનું જશન** તથા **અયાથ્રેમ** એટલે ગરમીનો છેડો લાવનારા વખતના ગાહમ્બારના જશનો રોજ આસ્તાદથી અનેરાન સુધી.

સ૦--આવાં મહિનામાં શું તેહવાર આવે ?

જ૦--રોજ ૧૦ મો **આવાં યજદનું** જશન; એ મહિનાની શરૂઆતથી તે અસ્પંદાર

મહિનાની આખેરી સુધી પાંચ મહીના બપોરે ૧૨ – ૩ રપિથ્વીનને બદલે હાવન ગેહજ ભણવી.

સ૦—આદર મહિનાના તેહવારો કહો ?

જ૦—રોજ ૯ આદર રોજે આતશનું જશન તથા રોજ ૧૯ ફરવરદીન રોજે અશો ફરોહરનું જશન.

સ૦—દએ મહિનામાં શું તેહવાર આવે ?

જ૦—અહુરમજદ, દએપ આદર, દએપ મેહર અને દએપદીન એ દિવસોએ દાદાર અહુરમજદનાં જશનો તથા ખોરશેદ રોજે પેગાંમ્બર સાહેબ અશો જરથોશતનો દીસો, અને મેહર રોજથી તે બેહરામ રોજ સુધી મઐદીઆરેમ

એટલે પુર સરદીના વખતના ગાહ-મ્બારના જશનો.

સ૦—બેહમન મહિનામાં શું તેહવાર પડે છે?

જ૦—રોજ ૨ જો **બેહમન અમષાસ્પંદનું** જશન.

સ૦—અસ્પંદારમદ મહિનામાં પડતા તેહવારનાં નામ દો?

જ૦—રોજ ૫ મો **હપ્ત્ અમષાસ્પંદનું જશન,** તથા રોજ ૬ થો **અવરદાદ સાલ ગાહનું** જશન.

સ૦—એ મહિનામાં રોજ પાંચમે બીજું શું કરવામાં આવે છે?

જ૦—પરહેજગાર મોબેદો કાગળ ઉપર પહેલવી જુબાનમાં ખરફસ્તરોને દુર કરવાની નીરંગ લખે છે તથા રેતી પરહેજે છે.

સ૦—એ નીરંગ લખેલાં કાગળો તથા રેતીને શું કરે છે?

જ૦—ધાર્મીક જરથોસ્તીઓ તે કાગળો દિવાલે અથવા થાંબલે ચોંહતાડે છે અને રેતી ઘરમાં છાંટેછે જેથી કસારાં, ઉધાઇ વગેરે ખરફસ્તરો દુર રેહે છે.

સ૦—એ મહિનામાં બીજા શું તેહવારો પડે છે?

જ૦—આસતાદ રોજથી તે વહીશતોઇશત ગાથાના દીવસો સુધી મુકતાદના ૧૦ દીવસો.

સ૦—મુકતાદ એટલે શું?

જ૦—મુક્તી પામેલા આત્માઓની આરાધના

કરવાના દિવસો. એ દશ દિવસો **ફરવરદેગાનના** દિવસો તરીકેબી ઓળખાય છે.[1]

**સ૦**—એ દશ દિવસોમાં વધારે અગતના દિવસો કયા ?

**જ૦**—આશતાદ, મારેસ્પંદ, અનેરાન અને **હમસ્પથ્મએદએમ** એટલે દિવસ અને રાત સરખા થવાના વખતના ગાહમ્બારના પાંચ દિવસો.

સ૦—મારેસ્પંદ રોજે શું જાંણીતો બનાવ બન્યો હતો ?

જ૦—અશો **જરથોશતે** પાદશાહ **ગોશતાસ્પની** દરબારમાં ઘણાએક **મોજેજા**

---

૧ આફરીનગાને અરદાફરવશ.

કરી બતાવ્યા હતા, જેથી એ રોજને દિને **બેહુ મીનો મારેસ્પંદ** કરી કહે છે.

સ૦—વહિશતોઇશત ગાથાનો દિવસ કયાં નામથી ઓળખાય છે?

જ૦—એ દિવસ વરસની આખેરીનો છેલ્લો હોવાથી આખાં વરસમાં જેબી કાંઇ ગુનાહનાં કામો થયાં હોય તે માટે પશ્ચાતાપ કરી ખોદાની હજુર માફી માંગવાનો છે, તેથી એને **પતેતીનો** દિવસ કહે છે.

સ૦—**હમકારા** એટલે શું? અને તે કેટલા છે?

જ૦—સાથે કામ કરનારા ફરેસ્તાઓ. હમકારા સાત છે. *

સ૦—દરેક હમકારાનો વડો ફરેસ્તો કયો ?

જ૦--અહુરમજદ, બેહમન, અરદીબેહસ્ત, શેહરીવર, અસ્પંદાર, ખોરદાદ, અને અમરદાદ.

સ૦—એઓને કયાં નામથી ઓળખેલા છે ?

જ૦—અમેષાસ્પંદ. એમની સંખ્યા ૭ છે તેથી આપણાં ધર્મ પુસ્તકમાં **હફ્ત અમષાસ્પંદ** એવાં નામથી એઓને ઓળખેલા છે.

સ૦—વરસમાં કેટલી વાર **ગાહમ્બારનાં** જશનો પડે છે ?

---

* હમકારાનાં નામ વિષે જુઓ સફો ૧૬૫.

જ૦—વરસમાં છ વાર **ગાહમ્બારનાં** જશનો પડે છે.*

**સ૦**—ગાહમબાર એટલે શું ?

**જ૦**—પાક **ખોદાતાલાની** ઉતમ કરામતોની યાદ તાજી કરી તેની બંદગી કરવા માટે સઘળા હમદીનોએ એકઠા મળવાનો વખત.

સ૦—**ગાહમ્બાર** કરવાની મતલબ શું ?

જ૦—ભાઇબંધી અને એકસંપીનો વધારો કરવાની.

સ૦—અસલી ઇરાંનીઓ કેવી રીતે ગાહ-મ્બાર કરતા હતા ?

---

* ગાહમબારનાં નામો વિષે જુઓ સફા ૧૬૪.

૪૭—એ દિવસોએ ઇરાંની પાદશાહો પોતાની તમામ રૈયત સાથે ભેલાઇને ખોદાની સ્તુતી કરતા, તથા ઇજેલા ખોરાકની સઘળાઓ એક સુફરે બેશી ચાશણી કરતા. ગરીબ અને તવંગર વચ્ચે કશો ફરક રાખતા હતા નહી.

૪૮—શું ગાહમ્બાર કરવાની આપણી ફરજ છે?

૪૯—હાજી. પાક ખોદાએ ઠંડી, ગરમી,* વરસાદ વગેરે જે જુદી જુદી મોસમો પેદા કરી આપણને સુખ આપ્યું છે

* વીસ્પરદ કરદા ૨ જો ફ. ૨.

તે માટે તેના વખત ઉપર તે સાહેબનો જરૂર આભાર માનવો જોઇએ.

સ૦—ગાહમ્બારના વખત ઉપર ખોદાએ શું શું પેદાયશ પેદા કીધી?

જ૦—આસમાન, પાણી, જમીન, ઝાડપાન, ગોસ્પંદ અને માણુસો. *

સ૦—પાંચ ગાથાનાં નામ આપો?

જ૦—અહુનવત, ઉશતવત, સ્પેન્તોમદ, વોહુક્ષથ્ર અને વહિશતોઇશ્ત.

સ૦—ગાહ એટલે શું તથા દિવસની કેટલી ગેહ?

જ૦—ગાહ અથવા ગેહ એટલે વખત. દિવસની પાંચ ગેહ હોય છે.

---

* આફરીને ગાહમબાર પ્રમાણે.

સ૦—પાંચ ગેહનાં નામ આપો.

જ૦—હાવન, રપિથ્વન, ઉજીરન, અઇ-
વિસ્રૂથ્રેમ અને ઉશહીન

સ૦—હાવનનો વખત કયાંથી કયાં સુધી?

જ૦—સવારે ઝઝકળું થયા પછીથી તે
બપોરે ૧૨ વાગા સુધી.

સ૦—રપિથ્વનનો વખત કયાં સુધી?

જ૦—બપોરે ૧૨ વાગા પછીથી તે ત્રણ
વાગા સુધી.

સ૦—ઉજીરન ગેહ કયારે થાય?

જ૦—પાછલા પહોરના ત્રણ વાગાથી તે
સાંજના અંધારૂં થાય ત્યાં સુધી.

સ૦--અંધારૂં થયા પછી કઇ ગેહ શરૂ થાય અને કયાં સુધી ?

જ૦--અઇવિસ્રુથ્રૅમ, રાતે બાર વાગા સુધી.

સ૦--ઉશહેન ગેહ કયારે ભણાય ?

જ૦--રાતના બાર વાગાથી તે પ્રભાત થાય ત્યાં સુધી.



# ખોરશેદ.



અવસ્તા :--યો યજઇતે હ્વરે યત્ અમેષૅમ્ રએમ્ અઉર્વંત્ અસ્પૅમ...
યજઇતે અહુરૅમ્ મજ્દાંમ.

સારઃ—"જે શખ્સ અમર, તુરમંદ તથા તેજ ઘોડાવાળા ખોરશેદને પૂજે છે

(અથવા વખાણે છે) (તે ગોયા ) હોર-
મજદને ઇજે છે."[1]

સ૦—આકાશ ઉપર દેખાતો સૌથી તેજસ્વી
ગોળો કયો ?

જ૦—ખોરશેદ અથવા સુરજ; જેનું તેજ
અને ચલકાટ એટલો જોરાવર છે કે
તેની સનમુખ આપણાથી જોઇ શકાતું
પણ નથી.

સ૦—ખોરશેદથી થતા ફાયદા જણાવો ?

જ૦—આએ જમીન ઉપર પ્રકાશ નાખનાર,
અંધારૂં દફે કરનાર,[2] ઝાડપાણાને
પુષ્ટી આપનાર, હવા અને પાણીને
સ્વચ્છ કરનાર,[3] જમીન ઉપરની તમામ

---

૧ ખોરશેદ નીઆએશ ફ. ૧૪.

૨ ખોરશેદ નીઆએશ ફ. ૧૪.

૩ ખોરશેદ નીઆએશ ફ. ૧૨.

ગલીચ હવાને સુકવીને બાળી નાખનાર, માણસો અને તમામ અશો પેદાયશની જીવન શકિતનો આધાર, અને હજાર ધણા ફાયદનો આપનાર ખોરશેદ છે.[1]

સ૦—જો ખોરશેદ આપણી પૃથ્વી ઉપર પ્રકાશતો બંધ પડે તો?

જ૦—આએ દુન્યામાં સધળે ઠેકાંણે અંધકાર થઇ રહે, ધંધો વેપાર ચાલે નહી, ફુલ, ફલ અને અનાજ પાકે નહી, ગલીચી અને ગેરસફાઇનો વધારો થાય, દુઃખ દરદોની ઉત્પન્તિ થાય, અને ટુકમાં તમામ દુન્યાનો નાશ થાય.

સ૦—ખોરશેદની વખાણુ કરવાનું અવસ્તા ભણુતર શું છ?

---

૧ ખોરશેદ નીઆએશ ૬ ૧૧.

૨ ખોરશેદ નીઆએશ ૬ ૧૨.

જ૦--ખોરશેદ તથા મેહર નીઆએશ.

સ૦--ખોરશેદની સાથે મેહરની નીઆએશ ભણવાનું ફરમાન કાંય છે?

જ૦—ખોરશેદ અને મેહરને નીકટનો સંબંધ છે. ખોરશેદ તલુ થવાની આગમજ જે રોશની પડે છે તેને મેહરની રોશની કહે છે.

સ૦—ખોરશેદ અને મેહરની નીઆએશ દિવસમાં કેટલી વાર ભણવાની ફરજ છે?

જ૦—ત્રણ વાર. હાવન રપિથ્વન, અને ઉજીરન ગેહમાં.

સ૦—ખોરશેદ નીઆએશ શા માટે કરવી જોઈએ?

---

જ૦—તુરમંદ ખોરશેદથી આપણે જે જે ફાયદાઓ મેળવ્યે છીએ, જે જે સુખ અને સગવડ આપણને મળે છે, તે માટે તેના બનાવનાર અહુરમજદના બંદગી કરી તે સાહેબનું હેશાન માનવાની આપણી ફરજ છે.

સ૦—તમો ખોરશેદની સામા ઉભા રહી પેહલાં હોરમજદની બંદગી કરી પછીજ ખોરશેદની વખાણ કરોછો એવું અવસ્તામાંથી દેખાડી આપશો ?

જ૦—હાજી. ખોરશેદ નીઆએશમાં આવે છે કે "નેમો અહુરાઇ મજદાઈ, નેમો અમેષએઇબ્યો સ્પેનતએઇબ્યો, નેમો મિથ્રાઇ વાઉરૂ ગએઆયએઆઈ-

તેએ, નેમો ક્ષ્રૅક્ષએતાઇ અઉર્વત અસ્પાઇ" એટલે કે સૌથી પેહલાં આએ મારી નેમાજ હોરમજદને, અમષાસ્પંદાને, મેહર યજદને અને નુરી ખોરશેદને હોજો.

સ૦—જયારે આપણે નુરી ખોરશેદ સનમુખ ઉભા રહીએ ત્યારે શું વિચાર કરવો જોઇએ?

જ૦—ઓ નુરમંદ ખોરશેદ, જેવી રીતે તું તારો પ્રકાશ ફેંકીને અમારી પૃથ્વી ઉપરની સઘલી ગલીચી અને નાપાકીને બાળી નાખે છે તેમ અમો પણ નેકીના પ્રકાશથી અમારાં તન અને મનના ગલીચાને બાળી નાંખીએ.

ઓ ચલકાટમંદ ખોરશેદ, જેમ તું આએ દુન્યા અને તેમાં વસનારાઓના ભલાંને માટે હસ્તી ધરાવે છે તેમ હમારી હસ્તીનું કારણબી બીજા અમારાં ભાઇબંધોનું ભલું કરવા માટે છે. વળી જેમ તું ખુદાના હોકમને તાબે રહી નીઅમસર તારૂં કામ બજાવે છે તેમ હમો અમારાં દરેક કામમાં ખંત રાખી નીઅમસર ઉદ્યોગ કરતાં રહીએ.



## આતશ.



**અવસ્તા :—તવ આતર્શ પુથ્ર અહુરહે મજદ્દાઍા યેસન્યો અહિ વહ્મયો.**

સાર—અએ હોરમજદના બેટા આતશ, તુ આરાધના અને સ્તુતીને લાયક છે.[1]

સ૦—આતશને આપણા ધર્મમાં ક્યાં નામથી ઓળખેલો છે ?

જ૦—આતર, આદર, અથવા આતશ.

સ૦—આતર બોલનો અર્થ શું ?

જ૦—ખાઇ જનાર અથવા ભસ્મ કરી નાખનાર.

સ૦—આતશ કેટલી જાતના છે ?

જ૦—બે જાતના. એક આપણે રોજ ઘરમાં ચુલામાં જોઇએ છીએ તે અને બીજો દરેક પ્રાણી અને વસ્તુમાં અગ્ની રૂપે

---

[1] આતશ નીઆએશ ક. ૧.

સમાયલો છે, જેને આપણે જોઇ
શકતા નથી.

સ૦—બંદગી કરતી વેળા આતશનો કેબલો કરવાનું કારણ શું ?

જ૦—આ સૃષ્ટીના કારોબારમાં એક પણ એવું કામ નથી કે જેમાં આતશ અથવા ગરમી વિના ચલાવી શકાય, તમામ જગતની હસ્તી, ઉત્પતી, આબાદી, તંદરોસ્તી અને ઉદ્યોગનું મુળ આતશ અથવા ગરમી છે. દુન્યાની રચનામાં તત્વોનું જોડાણ તથા છુટાપણું એથીજ છે. એથીજ વનસ્પતીનું ખીલવું અને માણુસની હૈયાતીનું ટકવું છે. ટુંકમાં આતશ સૃષ્ટીપરના દરેક પ્રાણી અને પદાર્થનુંજ નહી પણ દરેક કામનું

જીવન છે. એવા અસાધારણ મોટાં ગુણોને લીધે ખોદાતાલાની અદ્દભુત શકતી અને ગુણનો ઉંચામાં ઉંચો ખ્યાલ આપનાર ચિન્હ તરીકે આતશનો કેબલો કરવાનું ફરમાન જરથોસ્તી ધરમે આપેલું છે.

સ૦—બંદગી કરતી વેળા આતશનો કેબલો કરવાનો બીજો સબબ શું છે?

જ૦—આતશને કેબલેહ તરીકે રાખવાનો બીજો સબબ એ છે કે જરથોસ્તી ધરમના કાનુન મુજબ મન અને તનની દરૂસ્તી જાળવવી. હવે સફાઈ સુઘડાઇ જાળવવામાં આતશ પેહલી જગ્યા લે છે. દરેક પ્રકારનો દુર્ગંધ, સરદી અને રોગ ઉત્પન્ન કરનારાં જંતુનું જોર

તોડી નાખે છે, જેથી રાત દીવસ એબાદતખાનામાં, મરણ વખતે લાસની નજદીકની જગામાં, તમામ ધર્મ ક્રિયામાં અને ઘરમાં આતશ ચાલુ રોશન રાખવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન જીવતાંઓને અનદીઠ રીતે બેહદ ફાયદો કરનારૂં અને તેટલા માટે ઘણું ઉમદા છે.

સ૦—આતશની ઉપર ગંધીલી ચીજ બાળવાની મનાઈ કાંય છે?

જ૦—આતશ ઉપર ગંધીલી ચીજ અથવા નસો બાળવાનું કામ ગુનાહ ભરેલું છે એમ આપણા ધરમમાં ફરમાવેલું છે, તેનું કારણ એ કે ખરાબ ગંધીલો

વાસ માણુસના દમમાં જવાથી તેઓની તંદરોસ્તીનો બીગાડો થાય છે.

સ૦—આતશ બેહરાંમ તથા અગીઆરીમાં આપણે સુખડ લઇ જઇએ છીએ તે વિષે ધર્મનું કાંઇ ફરમાન છે?

જ૦—હાજી. આતશ નીઆએશમાં આવે છે કે "જે કોઇ શખ્સ આતશને વાસ્તે સુકી તથા સાફ કીધેલી કાઠી ભલી નૈયતે લઈ જાય છે તેને આતશ ભલી દુવા દે છે."[1]

સ૦—આતશ શું દુવા દે છે તે જણાવો?

જ૦—આતશ દુવા કરે છે કે "તારે ત્યાં દોલતનો વધારો થજો, બહાદુર

---

૧ યજશને હા. ૧૨ ફ. ૯.

ફરજંદોની વૃધી થજો, તું કાબેલ અને ભણેલો થજો, તથા જ્યાં સુધી તું જીવતો રહે ત્યાં સુધી ખુશાલ રહેજો." ૧

સ૦—શું પારસીઓ આતશપરસ્ત છે?

જ૦—નહીજી. આપણે કાંઇ આતશને ખોદા તરીકે માનતા નથી, પણ ખોદા પેદા કીધેલી ઉમદા ચીજો-માંની એક તરીકે ગણી, તથા તેનાથી થતા અગણીત ફાયદાઓ ધ્યાનમાં રાખી ખોદાની એક ઉત્તમ નિશાન તરીકે તેનો કેબલો કરીએ છીએ. ૨

સ૦—આતશની મારફતે હોરમજદને પોંહચા-યછે એવું કંઇ ધર્મનું ફરમાન છે?

---

૧ ઇજશાને હા ૧૨ ફ. ૧૦. ૨ ઇજશાને હા ૩૬ ફ. ૩.

જ૦—હાજી. ઇજશનેના ૩૬ માં હામાં એવું આવેછે કે " ઓ હોરમજદના આતશ, તારી મારફતે અમે ખોદાને પોંહચ્યે છીએ. " [1]

સ૦—હાલમાં આપણે કેટલી જાતના આતશ સનમુખ ઉભા રહી ખોદાની બંદગી કરીએ છીએ ?

જ૦—આતશ બેહરાંમ, આતશ આદરાન અને આતશ દાદગાહ.

સ૦—એ આતશો સનમુખ ઉભા રહી જયારે આપણે બંદગી ભણ્યે ત્યારે શું વિચાર કરવો ?

જ૦—ઓ હોરમજદના આતશ, જેવી રીતે તારા ઉપર સુખડ લુબાન મુકી તુંને

---

૧ ઇજશને હા ૩૬ ક. ૧.

હંમેશા બળતો રાખવાની અમો કોશેશ કરીએ છીએ તેવી રીતે હોરમજદનાં પેદા કીધેલાં સર્વ પ્રાણીઓ અને પદાર્થ-માં બળતો આતશ (જીવન શકતી) રોશન રાખવાની સદા અમો કોશેશ કરીશું.

સ૦—ઇનશાનોના ભીત્તરમાં બળતો આતશ કેમ રોશન રાખી શકાય?

જ૦—ભૂખ્યાને અન્ન, નાગાને વસ્ત્ર, પૈસા વગરનાને પૈસો, અને દુખીઓની સારવાર વગેરે કરવાથી ઇનસાનોના જીગરમાં બળતો આતશ રોશન રાખી શકાય.

સ૦—આતશની સનમુખ ખોદાની બંદગી કરતાં બીજો શું વિચાર કરવો?

જ૦—જેમ આતશ, ખુશબોઇ ભેટ કરનારાં- ઓને સુગંધીથી તરોતાજગીભરેલાં કુરે છે તેમ આપણે પણ આપણી ઉપર ઉપકાર કરનારાંઓને ખુશી કરવા. જેમ આતશ રોશણ રહેછે તે બીજાં- ઓને તંદરોસ્તી આપવા, તેમ આપણી હૈયાતીબી બીજાંઓના ફાયદાને માટેજ છે એમ સમજવું.

સ૦---અવરતામાં આતશનો દરજ્જો કેવો છે ?

જ૦—'**આતર્શ પુથ્ર અહુરહે મજદાઑ**' આતશને હોરમજદના છોકરાનો મોતેબર એલકાબ એનાયત કરવામાં આવ્યો છે.

સ૦—આતશની રખીયા આપણે કપાળે ચોહતાડીએ છીએ તેની મતલબ શું ?

૭૯—માણુસે મગરૂરી છોડી નમનતાઇ રાખવાની. કેમકે ગમે એવી મોટી રોશણીથી બળનો આતશ પણ નરમ પડી જઇ અંતે ખાક થાય છે, તેમ ગમે એવા મોટા દરજ્જા તથા ઇજત અને પૈસાવાળું માણુસ આખરેબી મરણ પામી ખાક થનાર છે. માટે જીવતાં જીવત દરેક માણુસે, આતશની માફક, સખાવત વગેરે સારાં કામોનો પમરાત પોતા પાછલ મુકી જવો જોઇએ. એવો વિચાર દરેક માણુસે રખીયા અથવા ખાખ લેતાં કરવો જોઇએ.

૮૦—આતશ ઉપર મવકલ અમશાસ્પંદ કયો છે?

જ૦—અરદીબહેસ્ત અમશાસ્પંદ આતશ ઉપર મવક્કલ છે. જો આતશની સાથે કાંઇ ગુનાહ થયો હોય તો તેથી અરદીબેહસ્ત અમશાસ્પંદ નાખુશ થાય છે.

સ૦—આતશની સાથે ગુનાહ કરવો એટલે શું ?

જ૦—આતશ ઉપર પાણી નાખીને બુજાવવો, મ્હોડાંથી કરીને ફુંક મારવી,[1] નસો બાળવો,[2] બીડી પીવી વગેરે કામોને આપણી દીનની કેતાબોમાં ગુનાહભરેલાં જણાવેલાં છે. બલકે એવી રીતે આજાબ ખમતા આતશની સંભાળ કરવા ફરમાવેલું છે.[3]

---

૧ પતેત ઈરાની. ૨ વંદીદાદ પર. ૧૬ ફ. ૧૭

૩ વંદીદાદ પર. ૮, ફ. ૯૧—૯૬

સ૦--બીડી પીવી એ જરથોસ્તી ધર્મ પ્રમાણે ગુનાહ ભરેલું કેમ છે તે સમજાવો?

જ૦—બીડી પીધાથી લબ અને ખરાબ દમ આતશ સાથ સંબંધમાં આવ્યાથી તેમજ સેવટે તેને બુજાવ્યાથી આતશપર નાશ અથવા નુકસાની આવેછે, અને તેથી માણુસને પોતાને પણ નુકસાની પુગે છે.[1] વળી ઘણાએક નામીચા તબીબોનું એવું મત છે કે બીડી પીવાથી તંદોરસ્તી બગડે છે. હવે જેથી નાશ અથવા નુકસાની થાય તે ગુનાહ ગણાય છે, ત્યારે બીડી પીવી એક ગુનાહ હોવા ઉપરાંત તેથી આતશ તરફનું અસલી નીઆગાનોથી દેખાડવામાં

૧ ઇજશને હા ૩૬ ફ. ૧

આવતું માન જળવાતું નથી અને તેથી ખોદા તરફ ભકિતભાવ દેખાડનારો ખ્યાલ આવતો નથી. એટલા માટે બીડી પીવી એ જરથોસ્તી ધર્મ પ્રમાણે ગુનાહ છે.

સ૦—આતશના હમકારા કેટલા ?

જ૦—ચાર. અરદીબેહસ્ત, આદર, સરોશ અને બેહરામ. એ ચારો દીવસોએ આતશ-બેહરામ અથવા અગીઆરીમાં જઇ આતશ નીઆએશ ભણવાની દરેક જરથોસ્તીની ફરજ છે.

સ૦—આતશને બુજાવનાર શખ્સ કોણના જેવો છે ?

જ૦—અવસ્તામાં આતશને બુજાવનારને 'આજિશ' દેવ તરીકે ગણેલો છે.[1]

---

૧ વંદીદાદ ૫ર. ૧૮ ફ. ૧૯.

સ૦—આતશની ઉત્પતી કોણના વખતમાં અને કેમ થઇ ?

જ૦—એક દિવસે પેશદાદીઆન વંશના પાદશાહ હોશંગે રસ્તામાં એક સાંપને દીઠો, જેની ઉપર તેણે એક મોટો પથર ફેંકયો, તે પથર બીજા પથર સાથે જઇ અથડયો, તેથી આતશ ઉત્પન્ન થયો, તે જોઇ પાદશાહ હોશંગ ખુશ થયો અને તે આતશને ઇજતથી પોતાનાં શેહેરમાં લાવી એક જગોએ સ્થાપ્યો. એ દીવસે એક જશન કીધું જેને જશને '**સદેહ**' કરી નામ આપ્યું.[1]



૧ શાહનામું.

# પાણી.



અવસ્તાઃ-આપો વङ्उहीश વહિશ્તાઓ મજ્દધાતાઓ અષઓનીશ.

સારઃ--હોરમજદના પેદા કીધેલાં, ભલાં, સૌથી સરસ અને નીરમળ પાણી. [1]

સ૦—પાણી ઉપર મવક્કલ ફરેસ્તો કયો ?

જ૦—આવાં અરદ્વિસુર યજદ. એ યજદને અવસ્તામાં નારી જાતીનું રૂપ આપેલું છે.

સ૦—અવસ્તામાં જણાવેલા બીજા કોઇ નારી જાતીના ફરેસ્તા છે કે અને કેટલા છે ?

---

1 ઇજશને હા. ૬૫. ફ. ૭.

જ૦—હાજી, અવસ્તામાં બીજા પાંચ નારી જાતીના ફરેસ્તા જણાવેલા છે તેમનાં નામઃ—અરપંદારમદ, દરૂવાસ્પ ( ગોશ ), દીન, ફરવરદીન, અને અરશીશાંગ.

સ૦—આપણા ધર્મે પાણીની વખાણ શા સારૂં કીધી છે ?

જ૦—ખોદાની સર્વ જાનદાર પેદાયશ પાણીથી જીવી શકે છે,[1] અનાજ, ફળની ઉત્પતિ પાણીથી છે, સઘળી સ્વચ્છતાનું સાધન પાણી છે,[2] પાણી વગર માણસ જીવી શકે નહીં, તોપણ જે ચીજ આટી અગત્યની છે તે ખોદાએ

---

૧ અરદ્વિસુર નીઆએશ ક. ૨.

૨ " " "

મુફત પુરી પાડી છે, જે માટે સઘળી જાતનાં પાણીની આપણા ધર્મે વખાણ કીધી છે.[1]

સ૦--કુદરતી રીતે પાણી કેમ સ્વચ્છ થાય છે?

જ૦--અવસ્તામાં જણાવે છે કે સુરજના પ્રકાશથી પાણી પાક થાય છે.[2]

સ૦--માણસો કેવી રીતે પાણીને સાફ રાખી શકે?

જ૦—પાણીમાં પડેલો નસો (કોહવી કોહતી વસ્તુ, બાલ, નખ ઇત્યાદી) કહાડી તેને સુકી જમીન ઉપર નાખવો;[3] આપણા ધર્મમાં પાણીને જેમ બને તેમ સાફ રાખવા ફરમાવેલું છે.

---

૧ યજશને હા ૬૮ ફ. ૬. ૨ ખોરશેદ નીઆએશ. ફ. ૧૨

૩ વંદીદાદ પર. ૬ ફ. ૨૯.

સ૦—જ્યારે દરેક માણુસ, પશુ, પંખી, વનસ્પતી વગેરેને પાણીની અગત છે ત્યારે તે પણ મોટા જથામાં હોવું જોઇએ ?

જ૦—હાજી, નદી, નાળાઓ, ઝરાઓ અને નહેરો વગેરે પેદા કરી આપણને પાણી પુરું પાડવાની ગોઠવણ કીધી છે, એટલુંજ નહી પણ જમીનની અંદર પણ પુષકળ પાણી ખુદરતે રાખેલું છે.

સ૦—અસ્વચ્છ પાણીથી શું બીગાડો થાય ?

જ૦—માણસો અને ગોરપંદોના પીધામાં આવવાથી કેટલીક જાતનાં દુઃખ ઊત્પન થાય. ઝાડપાનોમાં તેવું પાણી સીપવાથી તેનાં ફળોમાં સરો પેદા થાય, ગદલાં

પાણીથી ધોએલાં કપડાં પેહેરવાથી ફીર અને ખુજલી જેવાં દરદો થાયછે.

સ૦—પાણીની વખાંણુ કરવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન શું છે ?

જ૦—અરદ્વિસુર નીઆએશમાં દાદાર અહુર-મજદ કહે છે કે "અએ સ્પેતમાન જરથોસ્ત, મારાં તંદરોસ્તી આપનારાં, ગલીચાઇ દુર કરનારાં, અને ખુદરતના કાયદાને માન આપનારાં પાણીઓ તમામ લોકોને ઇજવા તથા વખાણુ કરવાને લાયક છે.

સ૦—જ્યાં જ્યાં પાણીની તંગી હોય ત્યાં પાણી પુરું પાડવાને માટે શું ઉપાય કરવા ?

---

૧. અરદ્વિસુર નીઆએશ ક. ૨.

જ૦—કુવા, તલ્લાવ, અને નેહરો ખોદાવી તે મુલકના લોકોને સુખ આપવું (દોલતમંદ માણસોની એ ફરજ છે) એમ કરનાર માણુસના ફરોહરને અવસ્તામાં માન સાથે યાદ કીધાં છે.[1]

સ૦—પાણી અને તે ઉપર મવકલ ફરેસ્તાની વખાણ કરવા વિષેનું આપણું ભણતર શું છે ?

જ૦—આવાં અરદ્વિસૂર યષ્ટ તથા નીઆએશ.

સ૦—મહિનામાં કેટલી વાર અરદ્વિસૂર નીઆએશ ભણવાની ફરજ છે?

જ૦—અસ્પંદારમદ, આવાં, દીન, અરશીસ્વંગ અને મારેસ્પંદ એ પાંચ દીવસોએ

૧ અરદવિસુર નીઆએશ ક. ૬.

તથા ચાંદરાત અને પુનમને દિવસે પણ ભણવા દીનની કેતાબોમાં ફરમાવેલું છે.

સ૦—જે કોઇ જરથોસ્તી ધર્મમાં જણાવેલી રીતે પાણીને ઇજે તથા તેનો ઘટતો ઉપયોગ કરે તેને શું બક્ષેશ મળે છે?

જ૦—તેને ઝળકાત અને નુર, તેને તનનું સુખ અને જોર, તથા ફતેહમંદી, તેને પુરતાં સુખની દોલત, તેને ચાલાક ફરજંદ, અને મરણ બાદ સૌથી સુખી જીંદગી.[1]

---

1 યજશને હા. ૬૮ ફ. ૧૦—૧૧.

# હવા.



અવસ્તા:—વએમ અષવનૅમ યજમઇદે,
વએમ ઉપરો કઇરીમ યજમઇદે.

સાર:— ઉપર કામ કરનાર વાએ ઇજદને તથા અશો અને પવિત્ર હવાને અમો ઇજયે છીએ.[1]

સ૦— હવા એટલે શું?

જ૦— વા અથવા પવન. જે આપણી પૃથ્વીની આસપાસ ફરી વલેલો છે.[2] એ જાતે હવાઇ છે. એને આપણે જોઇ શકતાં નથી પણ જ્યારે તે હીલચાલમાં વધારે હોય છે ત્યારે આપણાં દીલ

---

૧ રામયચ્ટ ક્રૅ. ૫. ૨ રામયચ્દ ક્રૅ. ૪૬.

ઉપરનાં કપડાં તથા ઝાડના પાંદડાં હીલે છે તે ઉપરથી આપણે એને પવન રૂપે પીછાંણીએ છીએ.

સ૦—હવાથી થતા ફાયદા જણાવો ?

જ૦—દરેક પ્રાણી માત્ર હવા દમમાં લીધાથી જીવી શકે છે.[1] ઊન્હાલાના દિવસો ઉપર થંડો પવન માણુસને આશીરવાદ સમાન થઇ પડે છે. હવાથી માણુસોની તંદરોસ્તીમાં વધારો થાય છે. અને હવાને લીધેજ માણુસો એક બીજાંનું બોલવું સાંભળી શકેછે.

સ૦—કઇ હવાથી માણુસને ફાયદો થાય ?

---

૧. રામચ૦૮ ફ. ૫૬.

જ૦—સોજી, સાફ, ચોખ્ખી અને સ્વચ્છ હવાથી.

સ૦—સોજી હવા કયાંથી મળે ?

જ૦—જે જગા ગલીચ નહી હોય, જયાં કચરો, મેલ, નસો વગેરે પડેલો નહીં હોય, જે જગાને વાડી, ઝાડી પાણીનો છટકાવ કરી સાફ રાખેલી હોય, જયાં ઝાડ અને રોપાઓ ઉગેલા હોય તે જગાની હવા સોજી, તાજી અને ચોખ્ખી હોયછે.

સ૦—હવા શાની બનેલી છે ?

જ૦—મુખ્ય કરીને બે જાતના વાયુની તે બનેલી છે. તેમનાં નામ 'ઑક્સીજન' અને 'નાઇટ્રોજન' છે.

સ૦—ચોખ્ખી હવામાં કેટલો ભાગ 'ઑક્સીજન' અને કેટલો 'નાઇટ્રોજન' છે ?

જ૦—જો એ હવાના પાંચ ભાગ કરીએ તો તેમાંનો એક ભાગ 'ઑક્સીજન' અને બાકીનો બધો ભાગ 'નાઇટ્રોજન' હોય છે.

સ૦—હવા આપણા દમમાં જવાથી શું ફાયદો થાય છે ?

જ૦—દમમાં લીધેલી હવા આપણા ફેફસાંમાં જઇ લોહી સાથે મળી તેને ગતી આપેછે.

સ૦—જે હવા આપણે દમમાંથી બહાર કહાડયે છીએ તે કેવી છે ?

જ૦—તે હવા ઝેરી છે. તે પ્રાણીઓને નીરઉપ્યોગી છે, પણ ઝાડપાનોનો તે ખોરાક છે. પ્રાણીઓના દમમાંથી નીકળેલી હવા ઝાડપાનો ચુશી લેછે.

સ૦—એ ઉપરથી આપણે શું સમજવું જોઇએ?

જ૦--આપણું રહેવાના શેહર, ગામ, કે ઘર આગળ ઠેકાણે ઠેકાણે ઝાડ છોડવાઓ વગેરે રોપાવવાં કે જેથી ત્યાં વસનારાઓને સોજી હવા મળે.

સ૦—ગંધીલી હવા રાખનારને શું ગેરફાયદો ?

જ૦--ગંધીલી હવામાં રેહનાર માણસોને ઘણી તરેહના દુખ દરદો વેઠવાં પડેછે, જેથી તેઓની તંદરોસ્તીને નુકસાન થવાથી સારાં અને સવાબનાં કામો તેઓથી થઇ શકતાં નથી, અને તેથી ખોદાના તેઓ તકસીરવાર થાયછે.

સ૦—હવાને માટે ઇશ્વરની શોકગુજારી કરવાની શું આપણી ફરજ નથી ?

જ૦—દરેક દમ લેતાં આપણે ખોદાનો ઉપકાર માનવો જોઇએ. કારણકે આપણે દમ લઇ શકીએ તોજ હૈયાતી ભોગવી શકીએ.[1]

સ૦—હવાની શોકગુજારી કરવાનું ધર્મનું કાંઇ ફરમાન છે?

જ૦—હાજી, રામ યષ્ટમાં આવે છે કે "જે માણસ હવાની શોકગુજારી કરે તેને પુર મરકીવાલો ગનામીનો દફે કરે નહી તથા દેવો અને જાદુગરો તેને હેરાન કરી શકે નહી."[2]



૧ રામયષ્ટ ફ. ૪૪. ૨ રામયષ્ટ ફ. ૫૬.

# જમીન

---

**અવસ્તા :—ઈમાંમ્ આઅત્ જેમ...યા નાઍાબરદ્દતી**

**સાર**—આએ જમીન જે અમોને પોષણ આપે છે તેને અમો વખાણીએ છીએ.[1]

**સ૦**—જમીનનો અવસ્તા બોલ શું ?

**જ૦**—"**જૅમ**" એટલે જમીન, અથવા પૃથ્વી.

**સ૦**—જમીન ઉપરનો મવકલ ફરેસ્તો કોણ ?

**જ૦**—**સ્પેન્તઆરૂમઇતી,** એટલે અસ્પંદારમદ અમષાસ્પંદ.[2]

---

૧ યજશને હા ૩૮ ફ. ૧; ૨ વંદીદાદ ૫ર. ૨ ફ. ૧૦.

સ૦—જમીન એટલે શું ?

જ૦—જે ઉપર માણુસ, પશુ, પક્ષી વગેરે રહી શકેછે, ઝાડ, છોડવા, વગેરે ઉગી શકે છે. તથા ડુંગર, પહાડ અને પર્વતો ટકી શકે છે તે પૃથ્વી.[1]

સ૦—અવસ્તા જમાનામાં પૃથ્વીના કેટલા ભાગ કીધેલા હતા ?

જ૦—સાત ભાગ જેને હફ્તોકર્ષ્વદરીમ જામ (એટલે હફ્તે કેશ્વર જમીન) સાત ખંડ વાળી પૃથ્વી કરી કહેતા હતા.[2]

સ૦—સાતે ખંડના નામ આપો ?

---

૧ ફરવરદીન યશ્ત ફ. ૯. ૨-યજશને હા ૫૭ ફ. ૨૩

જ૦—અરેજહિ, સવહિ, ફ્રદધફ્ષુ, વીદધફ્ષુ, વૉઉરૂબરેશતી વૉઉરૂ-જરેશતિ અને ખનિરથ બામી.[૧]

સ૦—અવસ્તા પ્રમાણે પૃથ્વી કેવા આકારની છે?[૧]

જ૦—ઓહોળી, ગોળ, ફરી વળવાને મુશકેલ.[૨] પૃથ્વી ગોળ છે તેથી સુર્યનો પ્રકાશ તેના અરધા ભાગ ઉપરજ પડે છે.[૩]

સ૦—જમીનની વખાણુ કરવા માટે જરથોશતી ધર્મનું ફરમાન શું છે?

જ૦—અવસ્તામાં આવેછે કે "આએ જમીન જે આપણું પોષણુ કરે છે તેને બીજા નારી જાતીના ફરેસ્તાઓ સાથે હમે

---

૧ વંદીદાદ પર. ૧૯ ફ. ૩૯; ૨. વંદીદાદ પર. ૧૯. ફ. ૪.
૩ દીનકરદ (દસ્તુર પી. બે. સંજાના)

આરાધ્યે છીએ" ૧ ઓ અશો હોમ, તારી બરદાસ્ત કરનારી માતા કે જે મોટા વીસ્તારવાળી, બોહળી, ફળદ્રુપ જમીન છે તેને હું વખાણું છું."[૨]

સ૦—આપણી જમીન ગગનમાં શાના આધાર ઉપર ટકેલી છે?

જ૦—જમીનને કશાનો આધાર અથવા ટેકો નથી. જેમ આકાશ ઉપર ખોરશેદ અને મ્હાબોખ્તાર અધર રહેલા છે તેમજ જમીનનું પણ સમજવું.

સ૦—જમીન અધર છે તે વિષે અવસ્તાનું કાંઇ લખાણ છે?

જ૦—હાજી, અવસ્તામાં અહુરમજદ કહેછે કે "મારી બનાવેલી, બોહળી, મોટી,

---

૧ ઇજશને હા. ૩૮ ફ. ૧; ૨ ઇજશને હા. ૧૦ ફ. ૪.

પુષ્કળ જથ્થો ધરાવનારી, ધર્તી માતા
જે આએ દુન્યાં છે, જે પુષ્કળ ઘાસ
ચારા સાથના તથા ઘણું પાણીવાળા
પહાડો ધરાવેછે તેણીને હું ટેકવી
રાખુંછું."[૧]

સ૦—અવસ્તામાં જમીનને માતા તરીકે ગણી છે તેની મતલબ શું?

જ૦—જમીનને અવસ્તામાં "બરદાસ્ત કરનારી માતા" કહેલી છે તેનું કારણ એ કે પૃથ્વિના જેવી સહન શક્તી ધરાવનાર બીજી કોઇ માતા નથી. જેમ એક માતા પોતાના ગમે એવાં મસ્તીખોર બચ્ચાંની બરદાસ્ત કરી તેને ખાવા પીવાનું આપીઆ વગર

૧ ફરવરદીન યષ્ટ ક્ર. ૯.

રહેતી નથી, તેમ જમીન માતા તેની ઉપર નુકશાન કરનાર તથા તેને બગાડનારને પણ ખોરાક પાણી આપ્યા વિના રહેતી નથી.

સ૦—અવસ્તા પ્રમાણે કઇ જમીન ઘણી ખુશાલ છે?

જ૦—"અશો માણસની ઇજશને કરવાની જગા, બચ્ચાં છોકરાંવાળા અશો પુરૂષનું રહેઠાણ, આતશની જાગવણી કરનારનું ઘર, ખેતીની જમીન, અને જે જગા ઉપર ગાએ ઢોર ઘણાં જન્મે અને ઘણું ખાતર કરે તે જમીન અવસ્તા પ્રમાણે ઘણી ખુશાલ રહેછે."[૧]

---

૧ વંદીદાદ પર. ૩ ફ. ૧-૬.

સ૦—ક્યા ક્યા શખ્સો જમીનને ખુશાલ કરે છે ?

જ૦—"લાસોને કબરમાંથી ખોદી કહાડનાર, કબરોને ભાંજનાર, ખરફસ્તરોના દર સાફ કરનાર, ખેતી કરનાર, જમીન ઉપર પાણી સીપનાર અને તેને માફકસર સુકાએલી કરનાર, લાયક માણસોને જાગીરો ભેટ કરનાર, તથા તેઓને સંકટમાંથી છોડવનાર શખ્સો અનુ-રતા પ્રમાણે જમીનને ખુશાલ કરે છે.[1]

સ૦—કઇ કઇ જગા નાખુશ છે ?

જ૦—દોજખની જગા, અશો માણસનું રવાન થયું હોય તે, ગલીચાઇ એકઠી થઇ હોય તે, બુતપરસ્તોનું રેહઠાણ,

---

૧ વંદીદાદ પર. ૩ ફ. ૧૨—૩૪

નસો દાતવાની જગા, પાપી માણસનું મકાન, ખરફ્સ્તરોના ખાડા, બેહદીનોના હાથમાંથી જુદદીનનાઓને હાથ ગએલી જગા, વસ્તીવાળી જગાનું ઉજાડ થવું, અને જે જગા ઉપર મુવેલાં માણસનું રૂદન થતું હોય તે સઘળી જગાઓ "મીનોખેરદ" પ્રમાણે નાખુશ છે.

સ૦—શા સારૂં અવસ્તામાં જમીનની વખાણ કરવામાં આવેલી છે?

જ૦—આપણાં પોષણને માટે આપણે જમીનનેજ આભારી છીએ, જાત જાતના અનાજ, ભાજી, તરકારી, નીરમળ પાણીના ઝરા, ઘેર સંગારનો બધો સામાન, તથા પેહરવાનાં જાત જાતનાં કપડાં, વગેરેની ઉત્પત્તિ

જમીનમાંજ થાય છે, એટલા વાસ્તે આપણા ધર્મે જમીનની વખાણ કરવાનું ફરમાન આપેલું છે.[1]

સં૦—જમીન માણસોને કાંઇ દુઆ કરે છે કે?

જ૦—હાજી, તેને ખુશાલ કરનારને તે આશીરવાદ દેછે[2] અને નાખુશ કરનારને શ્રાપ દેછે.[3]

સ૦—જમીનની વખાણ કરવી એટલે શું?

જ૦—જમીનમાંથી ઉત્પન્ન થતી તમામ પેદાયશને વધારવી, ઉગાડવી, ખેતી કરવી, તથા એ સધળી ઉત્પન્ન થયલી ચીજો માણસ જાતના ઉપયોગમાં આવે તેમ કરી કુદરતનાં કામમાં મદદ કરવી.[4]



૧ વંદીદાદ પર. ૨૧ ફ. ૧; ૩ વંદીદાદ પર. ૩ ફ. ૨૮–૨૯.
૨ વંદીદાદ પર. ૩ ફ. ૨૭. ૪ વંદીદાદ પર. ૨૧ ફ. ૭.

# ઉરવર.



**અવસ્તાઃ**—નેમો ઉર્વઇરે વંઉહિ મજ્દધાતે.

**સારઃ**—અએ હોરમજદના પેદા કીધેલાં ભલાં ઓરવર, તુંને નેમાજ હોજો.*

**સવાલ**—ઉરવર એટલે શું?

**જવાબ**—ઝાડપાન તથા સઘળી જાતની વનસ્પતી.

**સ૦**—ઉરવર કયાંથી અને કેમ મલે?

**જ૦**—જમીનમાં વરસાદ પડયાથી પુશકળ ઝાડ છોડવાઓ, અનાજ, ફુલ, ફળ અને

---

*વંદીદાદ પર. ૧૯ ફ. ૧૮.

મેવો પાકે છે. એ મેળવવા માટે આપણે જમીન અને પાણીના ઉપકારી છીએ.

૩૯—ઉરવરથી થતા ફાયદા જણાવો.

જ૦—આપણો ખોરાક અને પોશાક એથી છે, એથી તનદરોસ્તી અને રાહત મળે છે, આપણા ઘરબાર, વાડી, ગાડી, કબત, પેટી અને ઘર સંસારનો સઘળો સામાન એનોજ બને છે, જાત જાતનાં દરદોની દવાની ઉત્પતી એમાંથીજ થાય છે અને પ્રાણી માત્રની જીવન શક્તિનો આધાર ઉરવર ઉપર છે.

સ૦—જરથોસ્તી ધર્મે ઝાડપાનની વખાણ શું સબબ સર કીધી છે?

જ૦—ઉપર જણાવેલો બેશુમાર ફાયદો મેળવવા માટે અવસ્તામાં ઝાડપાનની સ્તુતી અને વખાણ કરવામાં આવી છે.

સ૦—આપણી ધર્મ ક્રિયામાં કયા કયા ઉરવરની અને કયે કયે ઠેકાણે અગત છે?

જ૦—ઇજશનેની ક્રિયા કરતી વેળા ખજુરીની 'પાતરી;' હોમસળી અને દારમની ડાંખળીની અગત, આફ્રીનગાન ભણતી વેળા ફુલ અને ફ્રૂળની અગત, નવજોત નાવર અને લગન ક્રિયામાં દારમરીના ઝાડની 'પાતરીની' અગત. વળી આતશ ઉપર સુખડ અને કાથી બાળવાની અગત્ય છે. એ વગેરે દરેક બીજી ક્રિયાઓમાં ઉરવરની અગત પડે છે.

સ૦—જો ખોદાએ વનસ્પતી જેવું કાંઇ નહીં પેદા કીધું હતે તો?

જ૦—માણુસોને ખોરાક અને પોશાક મલી શકને નહી, જમીન અને પહાડો શોભી શકતે નહી, બધે ગલીચી અને ગંધવાડ પંથરાઇ રેહતે, સોજી હવા મળી શકતે નહી, જેથી તમામ જાનદાર પેદાયશ જીવી શકતે નહી. ૧

સ૦—ત્યારે ઉરવરની આરાધના કરવામાં આપણે શું ખોદાને ખુશી કરતા નથી?

જ૦—ઉરવરની આરાધના કરવાથી બેશક આપણે (ખુદ) ખોદાને ખુશી કરીએ છીએ, કારણકે ઉરવર એ ખોદાની પેદા કીધેલી બીજી ઉમદા પેદાયશોમાં-ની એક છે.

---

૧ રામ યષ્ટ ક. ૫૬. ૨ ઇજશાને હા ૧૯ ક. ૧

સ૦—ઉરવર ઉપર મવકલ ફરેસ્તો કયો છે?

જ૦—અમરદાદ અમષાસ્પંદ. જો વનસ્પતી સાથે કાંઇ ગુનાહ કીધો હોય તો અમરદાદ અમષાસ્પંદ નાખુશ થાય છે.

સ૦—વનસ્પતી સાથનો ગુનાહ તે શું?

જ૦—ઝાડ અને છોડવાઓને વિના કારણકે કાપી નાખવા, કાચાં ફળ તોડવાં, દવાઇનો ગુણ ધરાવતા પાળાઓ અશો માણસને નહીં આપવા, મેવાનાં ફળો અશો માણસને ન આપતાં દરવંદને આપવાં, એ વગેરે બીજા ગુનાહો ઉરવર સાથે થઇ શકે.[1]

સ૦—અવસ્તામાં ક્યા ક્યા ઝાડ પાળાઓ વખાણુએલા છે?

---

૧ પતેત ઇરાની.

જ૦—હોમ, ગઓકર્રેન, વૉહુગઑન, વૉહૂકરૅતી, હધાનએપત્ અને ઉર્વાસ્નિ.

સ૦—હોમ વિષે તમે શું જાણો છો?

જ૦—એ પાળો હોમ નામના એક દસ્તુરે શોધી કાહાડી તેને છુંદીને રસ કહાડવાની ક્રિયા કીધી હતી. આજે બી દરેમેહરોમાં હોમની ક્રિયા થાય છે એને હુઓમો દુરઓષો એટલે કે દુઃખ દરદને પછાત રાખનાર હોમ કરી કુહે છે.[2] ક્રિયા કરીને બનાવેલો હોમનો રસ ઘણો ગુણકારક છે. તેનો ફાયદો નેક માણુસનેજ મળી શકે છે.

સ૦—ગઓકર્રેનનો ખુલાશો કરો.

---

૧ મેહેર યષ્ટ ક. ૮૮. ૨ ઇજશને હા ૧૦ ક. ૨૧.

જ૦—એ ઝાડ વોઉરૂકશ દરીઆમાં ઉગે છે. એને 'હુઓમે સફેદ' કહે છે. રસ્તાખેજને વખતે એ ઝાડ ઘણું ઉપયોગી થઈ પડશે એમ કહે છે.[૧]

સ૦—વો હૂગઓન, ઉરૂવાસનિ, વૉહૂ કૅરૅતી અને હધાનએપત્ એ શું છે?

જ૦—એ ખુશબોદર ઝાડો છે જેનાં લાકડાંની ધુંઇથી રીમન થએલું ઘર પવિત્ર કરવા વંદીદાદમાં ફરમાવેલું છે.[૨] સુખડ, લુબાન, અગર તથા દારમનાં ઝાડનું લાકડું એવો એ દરેક બોલનો જુદો જુદો અર્થ કરવામાં આવેલો છે.[૩]



૧ બુનદેહશ. ૨ વંદીદાદ પર. ૮ ફ. ૨—૩.
૩ વંદીદાદ, કાંગા સ. ૧૩૭.

# ગોસ્પંદ.



અવસ્તાઃ—ઈથા આત્ યજમઇદે ગેઉશ્ ઉર્વાર્નૅમ્ચા... આઅત ઉરૂનો પસુકનામ્ચા.[1]

સાર—આ પ્રમાણે અહયાં અમો ગોસ્પંદના અને પશુઓના રવાનને આરાધ્યે છીએ.

સ૦—ગોસ્પંદ એટલે શું ?

જ૦—માણુસ જાતને ઉપયોગી ચોપગાં જનાવરો જેવાં કે ગાય, બળદ, ઘોડા, ઉંટ, હાથી, બકરાં, મેંઢાં વગેરે.

સ૦—ગોસ્પંદો માણુસ જાતને શું ઉપયોગી છે?

---

૧ ઈજશને હા ૩૯ ફ. ૧

જ૦—તેઓનાં દુધ, દહી, માખણ, ઘી વગેરે આપણો ખોરાક છે, તેઓ હળ ખેંચી ખેતીના કામમાં મદદ આપે છે, તેઓના ઊનના જાતજાતના કપડાં બને છે, ગાડીમાં જોતરેવા, સ્વારી કરવા તથા બીજાં દરેક માણસને સુખ અને સગવડ આપવાનાં કામમાં તેઓ ઉપયોગી થઈ પડે છે.

સ૦—આપણી ધર્મ ક્રિયામાં કયાં જનાવરોની ઘણી અગત છે?

જ૦—ગોધો, બળદ અથવા ગાએ, જેઓના દુધ અને નીરંગ વગર આપણા ધર્મની કાઇબી ક્રિયા થઇ શકતી નથી.[2]

---

૧ વંદી. પર. ૧૯ ફ. ૨૧; ૨ વંદીદાદ પર. ૭ ફ. ૨૭

સ૦—નીરંગ દીનની ક્રિયામાં કેવા પ્રકારના ગોધાની અગત છે.

જ૦.—તદન સફેદ, એક બાળ પણ કાળો હોવો નહીં જોઇએ. જેને આપણે 'વરસીઓ' કરી ઓળખીએ છીએ તેવા ગોધાની અગત છે.

સ૦—જ્યારે ગોસ્પંદો આપણને એટલાં બધાં ઉપ્યોગી છે ત્યારે તેઓ તરફ આપણી ફરજ શું છે?

જ૦—તેમને દુઃખ અને ઇજા પહોચાડવી નહી,[1] તેઓને મારી નાખવાં નહી,[2] તથા હદથી જાદા કામ તેઓ પાસે કરાવવું નહી.

---

૧ વંદીદાદ પર. ૯ ફ. ૪૨; ૨ વંદીદાદ પર. ૭ ફ. ૨૭

સ૦—ગોસ્પંદોની પરવરસી કરવાનું જરથોસ્તી ધર્મનું ફરમાન શું છે?

જ૦—ગવે નેમો, ગવે ઉખધેમ, ગવે વૅરથ્રૅમ, ગવે ખરૅથૅમ, ગવે વસ્ત્રૅમ ગવે વૅરૅજ્યાતાંમ્ તાંમ્ ને ખરૅથાઇ ફ્શુયો.

સ૦—એનો અર્થ કહો.

જ૦—"ગાએ ગોસ્પંદને માટે નેમાજ, ગાએ ગોસ્પંદને માટે સારા સખુન, ગાએ ગોસ્પંદને માટે ફતેહ, ગાએ ગોસ્પંદને માટે ખોરાક અને વસ્ત્ર (આપણે પુરાં પાડવાં જોઇએ) તથા તેઓને સુખ આપવાને વાસ્તે આપણે મહેનત કરવી જોઇએ કારણ કે તેઓ આપણા ખોરાકને માટે વધારો કરનારાં છે." [1]

---

1 ઇજશને હ. ૧૦ ફ. ૨૦

સ૦—ગોરપંદો ઉપર મવકલ અમષાસ્પંદ કયો ?

જ૦—બેહમન અમષાસ્પંદ.

સ૦—ગોરપંદો સાથે ગુનાહ થયો હોય તેનો પસ્તાવો શું છે ?

જ૦—"ગોસ્પંદોને જો મેં માર્યાં અથવા કાંઇ જુલમ ગુજાર્યો હોય, તેઓને બેઇનસાફીથી કાપ્યાં હોય, વખતસર ઘાસ ચારો નહી નાખ્યો હોય, જુલમગાર લોકોથી મેં તેઓનો નહી બચાવ કીધો હોય, તાઢની મોસમમાં મેં તેઓને થરથરતાં રાખ્યાં હોય, અને ગરમીની મોસમમાં સારી હવા વાળી જગ્યાએ નહી રાખ્યાં હોય, અને જેથી બેહમન અમષાસ્પંદને નાખુશ થવાનું મેં કારણ

આપ્યું હોય, તો તે ગુનાહથી પતેત કરીને પશેમાન થાઉં છું." [1]

સ૦—ગોસ્પંદથી ઉલટું શું?

જ૦—ખરફસ્ત્ર. નુકસાનકારક પ્રાણીઓ જેવાંકે વરૂ, સાંપ કીડા, મકોડા, માંખ ઇત્યાદી એઓને મારીને હાંકી કહાડવાનું જરથોસ્તી ધર્મે ફરમાવ્યું છે. [2]



1 પતેત ઇરાંની, 2 વંદીદાદ પર. ૭-૮.

# સચ્ચાઇ.



અવંસ્તા:—અરૂષુખ્હો વાક્ષ્ યાહ્નિ વૅરૅથ્ર-
જાંસ્તૅમો.

સાર:—સાચ્ચો બોલેલો સખુન ઘણો ફ્તેહ
આપનારો છે.[1]

સ૦—જરથોસ્તી ધર્મનો અર્ક શું છે?

જ૦—હુમત, હુખ્ત અને હવરૂસ્ત એટલે સાચા
વિચાર કરવા, સાચી વાંણી કહેવી,
અને સાચાં કામ કરવાં.

સ૦—સચ્ચાઇ તે શું?

જ૦—આપણે જોયલું, સાંભળેલું કે કીધેલું,
જેમ હોય તેમ, તેમાં કશો પણ વધારો

1 સરોશ યશ્ટ હાદોખત ક૦ ૧

કે ઘટાડો કર્યા વિના બીજાઓને કેહવાને ઇચ્છવું, તેમજ કહેવું અને કરવું તેનું નામ સચ્ચાઈ.

સ૦—અશો જરથોસ્તના સચ્ચાઇ વિશેનાં થોડાંક ફરમાનો આપો ?

જ૦—આપણા વડા ગુરૂ અશો જરથોશતે પોતાના ધર્મ પુસ્તક અવસ્તા ભાષામાં સચ્ચાઇ વિશેનાં ફરમાન જગે જગ આપેલાં છે, હુમત, હુખ્ત અને હ્વર્શત જરથોસ્તી ધર્મ પુસ્તોકોનો અર્ક છે, અર્શુખ્‌હ્‌હો વાક્ષ્‌,"[1] "ઍરૅષ્‌ વચો," "ઍરઝૂશ્‌ પથો"[2] એ અશો જરથોશતનો મુદ્રાલેખ છે, સચ્ચાઇજ સર્વોતમ સદગુણ છે[3] એમ

---

૧ યષ્ટ. ૨ ગાથા. ૩. અષેમ વોહુ

આપણે દરેક બંદગીની શરૂઆતમાં ભણીએ છીએ.

સ૦—સાચો માણસ સુખી છે અને જૂઠો દુખી છે એ વિશેના અશો જરથોશતના વચનો કહો?

જ૦—"દ્રૅગ્વેમ્ દરૅગ્વોદેબ્યો રષો સવચા અષવબ્યો." "જૂઠાને લાંબો વખત સુધી દુઃખ ભોગવવું પડશે તથા સાચાને તેની સચ્ચાઇને લીધે છેલ્ને અંતે સુખ મલશે."[1]

સ૦—અશો જરથોશત સચ્ચાઇ વિશે બીજું શું કહે છે?

જ૦—તે સાહેબ અવસ્તામાં ફરમાવે છે કે "સચ્ચાઇથીજ હોરમજદને પહોંચી

1 યજશને હા ૩૦ ફ. ૧૧.

શકાય છે,"[1] "સાચા રસ્તામાં હોરમજદ રહેછે"[2] "અંતે સત્યનો જય છે"[3] અને "સચ્ચાઇથીજ બેહસ્ત મળે છે."[4]

૪૦—ગમે તેવું દુખ અથવા નુકસાન થવાની ધારતી છતાં અશો જરથોશતે સચ્ચાઇ તરફ વળગી રહેવાનો દાખલો આપો?

સ૦—અશો જરથોશતને જૂઠાં તરફ લઇ જવાને દેવોના સરદાર અંગ્રોમઇન્યુશની સઘળી કોશેશો નીષ્ફળ ગઇ ત્યારે તેણે તે પાક નરને ધન, દોલત, સત્તા અને પાદશાહી વટીક આપવા માંગી કે તે

---

૧ ઇજશને હા ૬૦ ફ. ૧૨ ૨ ગાથા

૩ ઇ. હા ૨૦ ફ. ૧૧. ૩ વીસ્પ હુમત

સુચ્ચાઇને છોડે[1] પણુ જેનું નામ કે સાચો જરથોસ્ત તેણે તે નાપાક દેવોની એવી લાલચોને તુચ્છકાર સાથે ધીકકારી કાઢી.[2]

સ૦—એ લાલચો તુચ્છકારી કાઢતાં અશો જરથોસ્તે શું કહ્યું ?

જ૦—નોઇત્ હે અપસ્તવાને વઙ્હુઇમ દએનાંમ માજદયસ્નીમ, નોઇત અસ્તચ નોઇત ઉશતાનેમચ નોઇત બઓધસ્ચ વીઉર્વીસ્યાત.

સ૦—એનો સાર કહો ?

જ૦—અશો જરથોસ્ત ગનામીનોને હિંમતથી

૧ વંદીદાદ પર. ૧૯ ફ. ૬. ૨ વંદીદાદ ૧૯ ફ. ૯.

કહે છે કે "અગરજો સચ્ચાઇને ખાતર મારાં હાડકાં છુટાં પડે, મારી બુધી ગૂમ થાય, અથવા મારો જાન વટીક જાય તોબી હું સચ્ચાઇને છોડીશ નહી."[૧]

સ૦—દુન્યામાં આપણે કેટલીકવાર જુઠાં માણસોને માન મેળવતાં જોઇએ છીએ તેનું કેમ ?

જ૦—આએ દુન્યામાં કેટલીક વાર જુઠાંઓ માન મેળવે છે, જુઠો ઇનસાફ કરનાર સાચામાં ખપે છે અને નીરદોષ માણસો દોષીત ઠરે છે એ ખરૂં પણ તે માન તકલીદી અને થોડા વખતનું છે, અને જ્યારે અંતે સત્ય પ્રકાશી નીકળે છે ત્યારે તેવા ઠગારાઓ મહા દુઃખ પામેછે.

---

૧ :l ૧૬ ૧૯ ફ. ૭

તેથી આપણે સચ્ચાઇને ખાતર અશો જરથોશતની માફક થોડા વખતનું દુઃખ સોસવું અને જાથુકનું સુખ મેળવવું.[1]

સં૦—શું ગરીબોએ પોતાના પેટને ખાતર જુઠું બોલવું ?

જ૦—નહીજી. ગમે એવી લાચારી યા ગરીબીમાં પણ સચ્ચાઇનેજ વળગી રહેવું. અશો જરથોશત પોતે ગરીબ અવસ્થામાં "કમનકુન્વા"[2] હતા, તોપણ પૈસાની લાલચને વાસ્તે જુઠું બોલ્યા નહી અને પોતાનો ઉદ્યોગ રાસ્ત રાહે ચાલુ રાખ્યો, સચ્ચાઇને ખાતર તથા મજદયસ્ની દીનની ચઢતીને ખાતર ગરીબાઇનું સંકટ વેઠયું. કારણકે એવણ

---

૧ યજશને હા ૩૧ ફ. ૧૩—૧૪. ૨ ઇ. હા ૪૬ ફ. ૨

ખાતરીથી માનતા હતા કે મોહજ્ઞાની હોરમજદ સારૂં અને માઠું સર્વ જુએ છે અને જાણેછે[1] તથા અંતે નેકીનો જય છે.[2] એવા સાચા એતેકાદથી અંતે એવણુની ફતેહ થઇ અને બુરા દુશમનો ઉંધા પડયા[3] માટે દરેક જરથોસ્તીએ જો પોતાના ગુરૂની માફક ફતેહ મેળવવી હોય તો ગરીબાઇમાં પણ સચ્ચાઇથી વેગળા જઇ પેટને ખાતર પાપ કરવું નહી.

**સ૦**—અશો જરથોસ્તે સચ્ચાઇથી શું ફાયદો મેળવ્યો ?

**જ૦**—ઇરાનના નામીચા શેહનશાહ કયાંની ગુશતાસ્પે, તેની રાણી હુતોશીએ, તથા તેના બેટાઓ **અસ્ફંદીઆર** અને

---

૧ ઇ. હા ૩૧ ફ. ૧૩. ૨ ઇ. હા ૩૦ ફ. ૧૧
૩ વંદીદાદ ૫ર. ૧૯ ફ. ૪૭.

પેશુતન વગેરેએ તેવણુની સચ્ચાઇ પીછાણીને પોતાના ગુરૂ અથવા પેગમ્બર તરીકે કબુલ રાખ્યા અને આખી શહેનશાતમાં જરથોશતી દીનનો ફેલાવો કીધો.

સ૦—અશો જરથોશતનાં જેવા સાચા થવું હોય તો આપણે શું કરવું ?

જ૦—ગમે એવું દુખ, આફત, સંકટ યા નુકસાન થવાની ધાસ્તી હોય, તેની દરકાર ન કરતાં સચ્ચાઇનેજ વળગી રહેવું. બીજાઓને સચ્ચાઇથી ચાલવાની સલાહ આપવી અને સચ્ચાઇને ખાતર જે દુઃખ આવી પડે તેને ખુશીથી ખમવું, કારણકે સચ્ચાઇને ખાતર દુઃખ ખમનારનો આત્મા ખુશી રહે છે.

સ૦—અશો જરથોશ્તે સમજાવ્યું તે બધું સાચુંજ હતું તેની સાબેતી શું ?

જ૦—ઇરાનના નામીચા શેહનશાહ તથા તેની તમામ રૈયતે અશો જરથોશ્તની સચ્ચાઇ પીછાંણીને પોતાના પેગામ્બર અને ગુરૂ તરીકે કબુલ કીધા તેને આજે હજારો વરસ થઇ ગયા છતાં, તથા જરથોસ્તી શેહનશાહતની નીસ્તી છતાં, તેમજ દીન દુશમનોના જુલમ છતાં એ ધર્મની સચ્ચાઇ આજ પર્યંત વખણાતી આવી છે, એટલુંજ નહી પણ પારકા ધર્મના કાબેલ અભ્યાસીઓ તથા ધર્મ ગુરૂઓ ઉંચું મત આપી ગયા છે.

૬૦—પારકા મજહબના વિદ્યાનો આપણા ધર્મની શું વખાણ કરી ગયા છે તેના થોડાક દાખલા આપો ?

જ૦—"એકત્રીઆનો જરથોશત જે જે શિખવી ગયો છે તે ખોદાઇ, રાસ્તી અને ચોખ્ખું છે"[1] "પેલો બલ્ખનો દાનાવ પુરૂષ જરથોસ્ત કે જેણે લોકોને ભલી દીનની નેક રાહ બતાવી તે જો હયાતીમાં નહી આવ્યો હતે તો તમામ આદમીઓનો એતેકાદ કેવી ડામાડોળ હાલતમાં રહ્યા હતે તે વિશેને પુરતો ખ્યાલ આપણાં મનમાં ઉતરી શકતો નથી."[2] "જરથોશ્તી ધર્મ એવો તો ચોખ્ખો નરો અને બુજોર્ગ છે કે જેને સુધરેલી દુન્યા તરફથી હમેશ માન

1 'લોરડ બાઇરન' ૨ "મીસ ફ્રાન્સીસ કોબ."

મલવુંજ જોઇએ અને એ ધર્મ પાળવા માટે દરેક જરથોસ્તી મગરૂર રહી શકે."[1] "ખોદાના કસમ ખાઇને કહું છું કે જે કોઈ જરથોસ્તી ધર્મ નહી ધરાવે તે કદીપણ બેહસ્તનો રસ્તો જોઈ શકે નહી."[2]



## ધર્મ.

અવસ્તા:—ફ્રવરાને મજદયસ્નો જરથુશત્રિશ વીદએવો અહુરતકએષો.

---

૧ આરથર હેન્રી બલીક. ૨ ફીરદોશી.

**સાર**:—હું મજદયસ્ની, જરથોસ્તી, દેવથી જુદો અને હોરમજદી ધર્મ પ્રમાણે ચાલનાર છું.

**સ૦**—ધર્મ એટલે શું?

**જ૦**—પાક હોરમજદ તરફ પૂર્ણ ભક્તિભાવ, તથા તેની પિછાંન કરવાની શિખામણ લેવાનું સાધન, સુખમાં શોકગુજાર થવાનું અને દુઃખમાં મદદ માંગવાનું હથિયાર, નેકી અને ભલાઇનો રસ્તો દેખાડનાર રેહબર, તથા બદી અને બુરાં કામોથી દુર રાખનાર સાથી; ટુકમાં આ દુન્યામાં માણસે જન્મ લીધા પછી તેણે જે જે ફરજો બજાવવાની છે તે ફરજો વીશે તથા માણસને નેક રસ્તે

દોરવવા માટે શિખામણ આપનારૂં શાસ્ત્ર તે ધર્મ છે.

સ૦—હોરમજદ તરફ ભક્તિભાવ કેવી રીતે રાખી શકાય ?

જ૦—ધર્મ પુસ્તકોમાં જણાવેલા તે સાહેબના દરેક હુકમોને માન આપવાથી. મુખ્ય કરીને અશોઇની પેદાયશનો વધારો કરવાથી, માબાપ, ઉસતાદ, સગાંસ્નેહીઓ અને સર્વ ઇનસાન જાત તરફ પોતાનો શું ધર્મ (ફરજ) છે તે શીખી સમજીને તે પ્રમાણેની ફરજ બજાવવાથી ખોદા તરફ ભક્તિભાવ રાખી શકાય.

સ૦--ખોદાતાલાના હુકમોને માન આપતાં આપણે કયાંથી શીખ્યે ?

જ૦—આપણાં ધર્મ પુસ્તકોનો અભ્યાસ કરવાથી.

સ૦--આપણાં ધર્મપુસ્તકો કઇ બાષામાં લખાએલાં છે ?

જ૦—અવસ્તાઓ જંદ બાષામાં તેમજ વળી પેહલવી, પાજંદ અને ફારસી જુબાનોમાં પણ કેટલાંએક લખાણો મળે છે.

સ૦—સૌથી પુરાણાં અને ભરોસો રાખવા જોગ લખાણો કયાં ?

જ૦--અવસ્તા કે જેમાં ઇજશને, વંદીદાદ, વીસ્પરદ અને ખુરદે અવસ્તા વગેરે આવેલાં છે.

સ૦--એ પુસ્તકોનો અભ્યાસ કરવાથી આપણે શું શું શીખ્યે છીએ ?

જ૦—ખોદાને ઓળખતાં, સાચ્ચાંને ચહાતાં, જુઠાંને ધીક્કારતાં, પોતાને પિછાંનતાં

અને સુધારતાં, બદ હવસોને મારતાં, સુખથી છલકાઇ ન જતાં અને દુખથી નીરાશ ન થતાં, દયાળુ, નમનતાઇવાળાં અને સદગુણી થતાં શિખ્યે છીએ.

સ૦—ધ ર્મનો અભ્યાસ કરવાની આપણુને ફરજ કાંય છે?

જ૦—મીનો અને ગેતી એટલે આ અને પેલી દુન્યા વિશેનું જ્ઞાન, આપણો આત્માં, તેને મળનારો ભલાઇનો બદલો બેહશ્ત અને બુરાઇનો બદલો દોજખ તે વિશેની સમજણ, આપણે કોણ? કયાંથી આવ્યાં? અને કયાં જવાના? આપણા પેદા કરનાર સાથે આપણો શું સંબંધ? તે સાહેબ સર્વ જુએ છે અને જાંણે છે એ બધી વાત ધર્મ

શિખવે છે. વળી ધર્મ માણુસને આએ દુન્યાનાં નાપાએદાર સુખના ખ્યાલી વિચારોમાંથી કાઢીને પેલી મીનોઇ તથા પાયદાર સુખવાલી દુન્યાનો પવિત્ર ખ્યાલ કરાવેછે. એટલા વાસ્તે ધમની કેળવણી લેવાની અને તેનો અભ્યાસ કરવાની ફરજ છે.

સ૦—મજ્દયસ્ની ધર્મ આપણુને કેવાં કામો કરવા ફરમાવે છે ?

જ૦—દરેક માણુસે સપેનામીનોની પક્ષમાં રહીને દુન્યાની વૃધી થાય તેવાં અષોઇનાં કામો કરવાં, દુન્યાને નિરૂપયોગી ચીજ અથવા જાનદાર ખરફ્સ્તરોનો તેમજ

સઘળા દુર્ગુણોનો નાશ કરી ગનામીનોની બુરી શકતીને તોડવી.[1]

સ૦—આપણાથી જુદો ધર્મ પાલનારાઓને આપણે શું કહીએ છીએ ?

જ૦—"અન્યો વરૅન" અથવા "અન્યો ત્કએષ" એટલે જુદી વરણના તથા જુદો ધર્મ પાળનારા.

સ૦—એવા લો તરફ આપણી શું ફરજ છે ?

જ૦—કોઇ પણ રૂપમાં જેઓ યજદાં-પરસ્તી કરતા હોય તેઓ તરફ માનથી વર્તવું એ આપણો ધર્મ છે. આપણાથી જુદો ધર્મ પાળનારા, પણ જેઓ સદ્ગુણી અને સાચ્ચા છે તેઓ પોતાની રૂડી કરણીને લીધે માન મેળવવાને

---

૧ ઇ. હા ૩૦.

લાયક છે. તેઓને દરવંદ અથવા બુરા કહીને ધીક્કારવા નહી જોઇએ.

સ૦—દરવંદ કોણને કહેવો ?

જ૦—જે માણસ જરથોસ્તી ધર્મના નેક રાહે[1] ચાલવાનાં ફરમાનોથી આડો જાય, બુરાં કામો કરે તથા અનીતિવાન હોય પછી તે માઝ્દયસ્ની જરથોસ્તી ધર્મ પાળનારો હોય યા નહી હોય તોપણ તેને દરવંદ કહેવો; કારણકે દરવંદનો અર્થ અવસ્તામાં બુરો, પાપી અથવા દુષ્ટ માણસ કરી થાય છે.[2]

સ૦—આપણા ધર્મની જાળવણી કેવી રીતે કરવી જોઇએ ?

---

૧ વંદીદાદ પર. ૧૬ ફ. ૧૮. ૨ ગાથા, વંદીદાદ વગેરે.

જ૦—જેવી રીતે આપણે વડીલો અને બાપદાદાઓથી મળેલી દોલતને વધારવા. અને જાળવવાની સંભાળ લઇએ છીએ તેવીજ બલકે તે કરતાં પણ વધારે આપણા બાપીકા ધર્મની જાળવણી અને સંભાળ કરવાની આપણી ફરજ છે.

સ૦—પોતાના ધર્મને તજનાર તથા તેની હસી કરનાર કેવો છે ?

જ૦—પોતાના ધર્મની હસી કરનાર પોતાના બાપદાદાઓની હસી કરે છે, પોતાના ધર્મને ધીકકારનાર પોતાના બાપદાદાને ધીકકારે છે, પોતાના ધર્મને તજનાર, પોતાની અને પોતાના બાપદાદાઓની આબરૂને તજે છે; પોતાનો ધર્મ

તજીને તે જે ધર્મમાં જાય છે તે ધર્મ પાલનારાં તેમજ તેનઞં અસ્લી ધર્મ-વાળાં બન્ને લોકો તેના ઉપર શકની નજરથી જુએ છે. તેની હાલત પેલા ઇસપ નીતિની કથામાં જણાવેલા મોરનાં પીછાંમાંના કાગડાના જેવી થાય છે.

સ૦—પોતાના ધર્મ તરફ દરેક જરથોસ્તીની શું ફરજ છે?

જ૦—દરેક દીનદાર જરથોસ્તીએ પોતાનો ધર્મ જે પેગમ્બર જરથોસ્ત સ્થાપી ગયો છે તેની ઉપરજ મકમ રહેવું, તેને વધારવા અને ફેલાવવાની કોશેશ કરવી. ગમે એવાં દુઃખ અને આફતમાં પણ ધર્મનો પક્ષ છોડવો નહી, ધર્મના બચાવને ખાતર

બુરાઓની સામે બળતવારીથી લડવું, આપણા અસલી દારાની નેઆગાનોએ પોતાના પ્યારા ધર્મને ખાતર માલ ખજાંનો, ઘરબાર, વાડી ગાડી, અને સેતટે પોતાનું પ્યારૂં વતન તજી હિંદ સર જમીન ઉપર વાસો કીધો તેજ પ્રમાણે તેઓને પગલે ચાલી તેઓએ બચાવેલા ધર્મની બુલંદી અને જય ચોખંડ પૃથવી ઉપર થાય એવા ઉપાયો યોજતા રહેવું એ આપણી મોટામાં મોટી ફરજ છે.

સ૦—ખરો ધર્મી પુરૂષ કોણને કહેવો?

જ૦—સઘળી સૃષ્ટીનો બનાવનાર ખોદા છે એમ સમજનાર; અશો જરથોશતને

૬ ઈજચ હા ૧૬ ક. ૧.

પોતાના પેગંબર તરીકે ગણનાર, તથા તેના લાવેલા ધર્મ અને ફરમાનોને માન આપનાર, નેક વિચાર, નેક વચન અને નેક કામોને અખ્તીઆર કરનાર,[૨] હોરમજદની ભક્તિ કરનાર,[૩] યજદ અને અમશાસ્પંદોની વખાણ કરનાર[૪] ખરો ધર્મી પુરૂષ છે.

સ૦—અવસ્તા પ્રમાણે જરથોસ્તી ધર્મને માન નહી આપનાર કેવો છે?

જ૦—"જેઓ જરથોશતી ધર્મને માન નહી આપે તેઓ પોતાનાં તનને ખરાબી પોહોંચાડનાર દરવંદો છે, જેઓ ધર્મનાં ફરમાનોને નહી સાંભળનારા છે તેઓ સઘળા નાપાક છે."[૫]

---

૧ ઇ. હા ૧૨ ફ. ૧ ૫, ૬, ૭. ૨ ઇજશને હા. ૧૧ ફ. ૧૬, ૧૭.
૩ ઇ. હા ૩૯ ફ. ૪, ૪ ઇજશને હા ૧૬ ફ. ૩, ૪, ૫, ૬.
૫ વંદીદાદ ૧૬ ફ. ૧૮.

સ૦—ધર્મ વિનાના માણસની હાલત કેવી છે?
જ૦—લગાંમ વગરના ઘોડા, નાથ વગરના ગોધા, અંકુશ વગરના હાથી, સુકાન વગરનાં વહાન અને સરદાર વગરનાં લશકરના જેવી.



# સખાવત.



અવસ્તા:—વઇનીત અહૂમિ નમાને-સ્રઓષો અશુશતીમ, આક્ષ્તિશ અનાક્ષ્તીમ, રાઇતિશ અરાઇતીમ.
સાર:—તાબેદારી નાફરમાનબરદારીને, દોસ્તી દુશમનીને તથા સખાવત બખીલીને આએ ઘરમાંથી હાંકી કહાડે.

---

૧ ઇજશને હા. ૬૦ ક. ૫.

સ૦—સખાવત એટલે શું ?

જ૦—પડતાંને હાથ આપવો, પાછું મેળવવાની ઇચ્છા વગર કપડાં, પૈસા, અથવા અનાજ પાંણીની ગરીબોને બક્ષેશ કરવી તથા તેઓને કેળવણી આપવાના ઉપાયો યોજવા.

સખાવત કોણ કરી શકે ?

સ૦—કોઇબી માણસ પોતાની મકદુર પ્રમાણે નાની કે મોટી સખાવત કરી શકે. જેમકે પૈસાદાર પૈસા વગરનાંને, બળવાન દુર્બળને, જ્ઞાની અજ્ઞાનીને, વૈદ દરદીને ધર્મી અધર્મીને પોતાને મળેલી દોલત, કોવત, જ્ઞાન અને સત્તાને જોરે એક બીજાને સખાવત કરી શકે.

**સ૦—પૈસાદાર લોકોએ શું શું સખાવત કરવી?**

**જ૦—**મુફલેસ તથા અશકતોને ખોરાક, પોશાક તથા પૈસાની મદદ કરવી,[1] ગરીબ માણસોને પરણાવી આપવાં,[2] ધર્મનાં મકાંનો જેવાં કે દરેમેહેર, દોખ્માં વગેરે બરપા કરવાં,[3] ધર્મ અને વિદ્યાઓના ફેલાવા માટે નીશાળો અને મદરેસાઓ સ્થાપવી[4] મુસાફરો માટે ધર્મશાળા તથા દરદીઓ માટે દવાખાનાં બનાવવાં, જ્યાં જ્યાં પાણીની તંગી હોય ત્યાં કુવા, તળાવ, વાવ્રો ખણાવવી,[5] તથા ઉદ્યોગી માણસોને ધંધે ચાકરીએ લગાડવા.

**સ૦—બળવાન માણુસ કેવી રીતે સખી થાય?**

---

૧ યથા અહુ વઈરયો. ૨ વંદીદાદ પર. ૪. ફ. ૪૪.
૩ વંદીદાદ પર. ૬ ફ. ૪૫. ૪ વંદીદાદ પર. ૪ ફ. ૪૪
૫ વંદીદાદ પર. ૪ ફ. ૪૪.

જ૦—જે માણુસને ખોદાતાલાએ મજબુત બાંધાનો અને બળવાન બનાવ્યો હોય તેણે પોતાના બીજા ભાઇબંધો કે જેવો નબળા અને નાતવાન હોય તેઓને લુચ્ચા, ઠગારા, ચોર અને જુલમી લોકોથી બચાવવા.[1]

સ૦—ગ્નાની પુરૂષો કેવી રીતે સખાવત કરી શકે?

જ૦—શીખેલા અને અકલમંદ લોકોની ફરજ છે કે નહી શીખેલા તથા અભણ માણુસોને ગ્નાન આપી તેઓને હુશીઆર કરવા.[2]

સ૦—વૈદ કેવી રીતે સખાવત કરે?

જ૦—દરદી અથવા આજારી માણુસને પોતાનાં વૈદક ગ્નાન તથા ઓસડથી

---

૧ ઇજશને હા ૧૨ ફ. ૨. ૨ વંદીદાદ પર. ૪ ફ. ૪૪.

તેઓના દરદો તાળવાના મુફત ઉપાયો કરે.

સ૦—ધર્મી પુરૂષની સખાવત શું?

જ૦—અધર્મી અને નાસ્તીક લોકોને 'ધંર્મનું ખરૂં ગ્નાન આપી ખોદા અને પેગમ્બરને ઓળખતાં કરવાં.[1]

સ૦—સખાવત કરવાનું જરથોશ્તી ધર્મનું ફરમાન શું છે?

જ૦—ઇજશનેના ૩૫ મા હામાં આવેછે કે "રાસ્તીની સરદારીમાં તથા રાસ્તીના અમલમાં (રહીને) હૈયાતી ભોગવનારામાંનો કોઇબી શખ્સ બેઉ દુન્યામાં સૌથી ઉતમ જીંદગી ગુજારવા ચાહતો (હોયતો) (તેણે) સખી થવું."[2]

---

૧ ઇજશને હા ૩૫ ફ. ૬.

૨ મરહુમ એરવદ કા. એ. કાંગાએ કીધેલા તરજુમો.

સ૦—એ ઉપરથી તમે શું સમજ્યા ?

જ૦—સખાવત કરનાર માણસ ઉત્તમ પંકતીની જીંદગી ગુજારનાર છે. "સખી પોતાની દોલતનો રૂડો ઉપયોગ કરી તેનું ફળ ખાયછે ત્યારે બખીલ પોતાના માલ અને જરનો ગમ ખાયછે."[1]

સ૦—સખાવત કરનારે સૌથી પેહલાં શું વાત ધ્યાંનમાં રાખવી ?

જ૦—તેણે જોવું જોઇએ કે તેનો પૈસા ઘટતે ઠેકાણે તથા લાયક રીતે અપાયલો છે કે નહી ? હરામખોરીને ઉત્તેજન મલે એવી રીતની સખાવત કદી કરવી નહી.[2] નાલાયક માણસોને સખાવત કરનાર જરથોશતી ધર્મનાં ફરમાનોને ઉંધાં વાળે છે.[3]

---

૧ શેખશાદી. ૨ ઇજશને હા ૩૧ ફ઼. ૧૫.

૩ યજશને હા ૩૨, ફ઼. ૧૦.

સ૦—દોલતવાન લોકો કે જેઓ સખાવત કરતા નથી પણ પૈસો પેટીમાં રહેવા દેછે તેઓની દોલત કેવી ગણાય ?

જ૦—લોબાંન, અગર અને અંબંર જ્યાં લગી દાબડામાં પડી રહે ત્યાં લગી તે મતોડાં સમાન છે—આતશ ઉપર મુકવા પછી તેની ખુશબો ચોતરફ પંથરાયછે. તેમજ તીજોરામાં નાંખી મુકેલું દ્રવ્ય મટોડાં જેવું છે.[1]



૧ સરખાવો ગુલેસ્તાન બાબ ૧ લો હેકાયત ૧૯.

# નવજોત ક્રિયાની ટુંક સમજણ.



(ક્રિયા પુરી થયા પછી બાળકને સમજાવવ માટે.)

ભાઈ......, આજ રોજે અત્રે ભેગા મલેલાં બાનુઓ અને ગ્રહસ્થોના અંજુમન સનમુખ તમોને જરથોશતી દીનમાં દાખલ કરવા માટે જે ક્રિયા કરવામાં આવી છે તે ક્રિયાને લગતી થોડીક સમજણ તમો આગળ હું બોલી જાઉં છું તે ધ્યાન દઇને સાંભળજો અને તે શિખામણ પ્રમાણે હવેથી તમો અમલ કરતા રહેજો.

તમારી ઉપર કરવામાં આવેલી ક્રિયાનું નામ નવજોત છે અને એનો અર્થ નવો જોતી અથવા જરથોશતી દીનમાં દાખલ થનાર અને એ દીનનાં ક્રિયા કામોમાં નવો ભાગ લેનાર કરી થાય છે, એટલે આજથી તમો જરથોશતી

થયા છો અને હવેથી એ દીનનાં ફરમાનો અને હુકમો પ્રમાણે ચાલવાની તમારી ફરજ છે.

આજ રોજે આએ મીજલસની હજુર અવસ્તાના કલામો ભણીને તમોએ કબુલાત આપી છે તે એ છે કે "હું મજદયસ્ની (એટલે એકલા એકજ ખોદાની બંદગી કરનાર) છું. અશો જરથોશતને મારા પેગમ્બર તરીકે કબુલ કરૂં છું. દેવનાં કામોનો ધીકકાર કરૂં છું અને ખોદાની ખુશીનાં કામો કરવાની કબુલાત આપું છું. સાચ્ચા વિચાર, સાચ્ચાં વચન અને સાચ્ચાં કામો ઉપર હું ઉસતવાર રહીને જુઠા વિચાર, જુંઠાં વચન અને જુઠાં કામોને હમેશાં ધીકકારતો રહીશ. આજ રોજે જે દીનમાં હું દાખલ થયો છું તે દીન બીજી બધી દીનો કરતાં શ્રેષ્ઠ છે. એ દીન કજીઆ કંકાસથી દુર રહેતાં અને દાદર અહુરમજદ

સાથે સંબંધ રાખતાં શિખવે છે. એ દીનની વખાણ સદા હું કરતો રહીશ અને બીજાઓને તે પ્રમાણે કરતાં શિખવીશ. એ દીન, દાદાર અહુરમજદે અશો જરથોશ્તત પાસે મોકલાવેલી છે અને એ દીનનાં ફરમાનો પ્રમાણે ચાલવાની સદા હું કોશેશ કરતો રહીશ." ઉપર મુજબ જે કબુલાતો તમે આપી છે તે પ્રમાણે હમેશાં ચાલજો.

આજની ક્રિયામાં તમોને જે સુદરેહ કુસ્તીનો સરોપાવ આપવામાં આવેલો છે તે સુદરેહ અને કુસ્તીબી આજથી તમારી જીંદગીના છેડા સુધી તમારાં શરીર પર રાખવાની તમારી ફરજ છે. એ સુદરેહનો અર્થ ફાયદા ભરેલો રસ્તો કરી થાય છે. તે ઉપરથી તમો જયારે એ સુદરેહને તમારાં શરીર ઉંપર પેહરેલો જુઓ ત્યારે તમારે વિચાર કરવો કે મારી

ફરજ હમેશાં સાચ્ચે રસ્તે ચાલવાની છે. કુસ્તી એ જરથોશ્તી દીન ઉપર મકમ રેહવાની એક નિશાની છે. એને કમ્મરે વીતાળવાની મતલબ એ છે કે કમ્મર શરીરનો મધ્ય ભાગ છે તેથી કુસ્તી બાંધી તમો એવું બતાવો છો કે તમો તમારા પોતાનાં દરેક કામમાં મધ્યમ રહેશો; તથા નેક કામો કરવા અને બદીની સામે લડવા સદા કમ્મર કશાતા રહેશો. કુસ્તીના ત્રણ આંતા તે જરથોશતી ધર્મનાં મુખ્ય ત્રણ ફરમાનો હુમત, હુખ્ત અને હવરશ્ત પ્રમાણે ચાલવાની તમોને યાદ આપશે. માટે જ્યારે બી એ ત્રણ આંતા ઉપર તમારી નજર પડે ત્યારે સાચ્ચા વિચાર, સાચ્ચા વચન અને સાચ્ચાં કામો કરવાની યાદ તમો તાજી કરતા રેહજો, કારણ કે હુમત, હુખ્ત અને હવરશ્ત

પ્રમાણે ચાલનારને ખોદા બેઉ જેહાંનમાં સુખી કરે છે."

આજે તમો જે બુલંદ જરથોશતી ધર્મમાં દાખલ થયા છો તે ધર્મમાં ઘણીએક નીતિઓ શેખવેલી છે. એમાં મુખ્ય કરી સાચ્ચું બોલવા, નમનતાઇ કરવા, પોતાના જાત ભાઇ-ઓને મદદ કરવા, માબાપ અને ઉસ્તાદને માન આપવા અને બુજોર્ગો તરફ ચાહ રાખવાનાં ફરમાનો આવેલાં છે. માટે એ સઘળાં ફરમાનો પ્રમાણે ચાલવાની તમો સદા કોશેશ કરજો જેથી તમો, બીજાં લોકોમાં માન મેળવવા સાથે તમારી અને તમારાં કુંટુંબની આબરૂમાં વધારો કરશો. સેવટે તમારી ઉપર નાળયરની કાતરી છાંટીને જે દુઆ કરવામાં આવી છે તે દુઆ તમોને આમીન થજો. "અથ જમ્યાત યથં આફ્રિનામી."

# ખોદાને અરજ.

એ આલમ ખાવંદ પરવરદેગાર;
એ પુર શક્તિવાન અને પુરતું દેનાર;
એ રક્ષક માણુસો ને કુલ જાનદાર;
દયાળુ, માયાળુ ને અન્ન દાતાર;
હાથો બેઉ જોડી નમાવીએચ સર;
આ બંદગી અમારી કબુલ તુંજ કર.
ભુલ ચુક ગુનાહ માફ કર તું કરીમ,
અહંકાર અભિમાન દુર કર રહીમ.
બાહબંધ અમો આએ વિધ્યાર્થી,
શિખવ કમ સર્વને પરમાર્થી,
વિચારો, વચનો અને કામો નેક,
ભલાં મન સાથે પવિત્રાઇ છેક.
નિષ્ટા, નજર ને દયાનત સૌ પાક,
પરોપકાર સાથે સખાવત આપ.

ખંત, ઉદ્યોગ, મહેનત ને બાજુબળ,
આપ અમને મેળવવા રોટી ને જળ.
જરથોશતી હોરમજદી દીનનું ઇમાન,
જાળવ્યે અમે તે ઝર જીવ સમાન.
માબાપ ને ઉસ્તાદ તરફ તાબેદાર,
હુકમો તેઓના બજા લાવનાર.
તાબેદારી ને ઇમાનદારીથી
કરીએ વતન રાજ વફાદારીથી.
મળે જેથી આબરૂ, ઇજત, જશ, માન,
દુઆ એ અમારી કર તું તમામ.

## દોહરા

દયાળુ અહુરમજદ તું, જેહાંનના કિરતાર,
સર્વવ્યાપક ને વળી, રચના રે રચનાર.
સર નમાવીને રે ખુદા, જોડીને બેઉ હાથ,
કરગરી અમે માંગીએ, તુજ મદદ જગન્નાથ.

બક્ષ અમને બુધી ને, એલ્લમનો ભંડાર,
જેથી હાંસલ ફાયદા, કરીએ અમે અપાર.
હુમત હુઝ્ત, હુવરૂરત જે જરથોશતી ફરમા
સમાએલાં છે તેમાં, ખરી ઇજત ને માન.
ફરમાન ગુરૂ માબાપનું, બજાવીએ ધરી ટેક,
મતિ એવી તું આપજે, અએ અહુર નેક.



# મોનાજાત.[1]



નમીયેછ ઓ મજદ અહુર! તને,
નમીયેછ અમેશાસ્પંદો અને
નમીયેછ યજદો વખાણો કરી,
નમીયેછ જરથોસ્ત યકીન ધરી.

૩. ભલાં વૃદ્ધિ કરનાર શૂરાં સઉ
અશોના ફરોહર વખાણએ બહુ.

૪. **ઈરાન્ સર-ઝમીન્**, આપણું વાહાલું
વતન,
વખાણયેછ તેને, હમા અન્જુમન.

---

૧ જશન કમીટી તરફથી ફીરદોસીની યાદમાં થતાં જમન વેળા આ મોનાજાત હંમેશાં ગવાય છે. એ મોનાજાત જરથોશ્તી બાળકોને ઇરાંનની તવારીખનું ટુકું જ્ઞાન મલે એવી હોવાથી આ ચોપડીમાં ઉતારી લેવામાં આવી છે.

૫. શૂરા શહેનશાહો, જંગી પહેલ
કર્યે યાદ દીલથી, તેઓના

૬. પેશ્દાદી ઓરેહમંદ, કયાની બુલંદ
હખામની રએમંદ, અશ્કાન જોરેમંદ,

૭. સાસાની હતો જેનો દોર ને દમામ;
એ જેવી મહાન શહેનશાહતો તમામ.

૮. જમશીદ, ફરીદુન, કયખુસરો, ગુશ્તાસ્પ,
મહાવિર કુરૂશ,[૧] દારાયસ વિશ્તાસ્પ;

૯. કમ્બોજ્યર[૨] શહેનશાહ, મહાન મહેરદાદ,[૩]
વખાણ સાથ કરે જેમની કુલ જહાન યાદ;

---

૧. Cyrus the Great. ૨ Cambyses.
નૂટરનો શાહનશાહ Mithridates the Great.

વળી અર્ષક, એરોડીસ ને સુરીન,
પ્રતાપી મહેરદાદ,[૪] ને વલખશ વેહદીન;
અર્દશીર ને શાહપુર, હોરમઝદ, યઝદગર્દ,
પીરૂઝ, બેહરામ, કોબાદ શેરમર્દ,
૧૨. નૌશેરવાન ખોસરો, પરવીઝ નામદાર,
શૂરા શહેનશાહો, મહાન તાજદાર;
૧૩. નરીમાન, કેરશાસ્પ, સામ અને ઝાલ,
જહાંજોય રૂસ્તમ, સોહરાબ બેમીસાલ,
૧૪. બુઝોર્ગ ગોદર્ઝ, તુસ, બીઝન ને ગીવ,
ફ્રરામર્ઝ, બરઝોએ સીસ્તાન ખદીવ;
૧૫. રોદાબે, તેહમીના ને બાનું ગુષસ્પ,
ને જંગજુઇ ગોર્દઆફ્રીદ દિલચસ્પ;
૧૬. ગેરામીએ શેરમર્દ, કારન, ઝરીર,
અસ્પંદીઆરે પાક અને બસ્તવર દલીર;

---

૪. પાર્થ્યાનો શાહનશાહ Mithridates the Great.

૧૭. કીધાં **શાહ-નામાંએ** એમને અમ
વખાણ્યે **ફિરદોસી તુસી** નામ. ૧.
૧૮. કર્યા આપણા ન્યાગાનોને યાદગા
રચી સુંદર ઐતો હઝાગે હઝાં
૧૯. દોઆ આ ગુજાર્યેછ દિલોજાન
અશોઇ ભલી પાક ઇમાનથી
૨૦. જરથોસ્તના સર્વે ફરમાન નેક,
બજાવે નરો સાથે નારો દરેક,
૨૧. સજે નિત્ય રાસ્તી તણી કેરદાર,
ખુશી થાય જે જોઈ પરવરદેગાર.
૨૨. સહુથી સરસ થઈ અશોઇ ઘણી,
ખુદાને પોંહાચે સુર્ખરૂ બની,
૨૩. જુવે ખુદ નજરથી ખુદાને સદા,
સદા દોસ્ત થઇ રહે અહુર પર ફિદા,
૨૪. રહે જે થકી નિત્ય આબાદ જહાન,
દોઆ આય આમીન કર, મેહેરબાન!



# " છેઍ હમે જરથોશ્તી ! "



(Good-bye ! My Blue Bell !—એ રાહ)

હમે જરથોશ્તી ! રે માજદયસ્ની નેક !
કુલ જેહાંન સાથે દોસ્તી રાખ્યે નિભાવ્યે ટેક;
મુફલીસ ભર આ ટોળો, સઉ એલ્મનો સણગાર,
રે બોલબાલા બોલો ! તેની સઉ નર ને નાર !

( કો૰ ર સ૰ )

ઓ તોખમ કયાની ! ઓ જગ મશહુર !
ઓ સઉ સદગુણમાં સાચ્ચી ને ભરપુર !
કાયમ રહી જાળવજે, શુભ તુંજ જોમ !
આબાદી સાથે તું ! ઓ પારસી કોમ !

( ૨ )

બોહોળી સખાવત હાથે, દેછે જગત જાહેર,
બહુ ચંચળાઇ સાથે, સઉ વાતમાં માહેર;

ગુજરી જફાઓ ભારી, તોપણ ન છોડયો ધર્મ,
તેથી મળી રબ–યારી, એજ ખરો છે ભર્મ.

( ૩ )

સુખદાઇ સ્ત્રી કેળવણી, જેનો દીપાવે બહાર,
ગુણ નેકની મેળવણી, રાખે સુખી સંસાર;
પોશાકની ખુબી કંઇ, છે અઉર જેહાં–મશહુર,
તે કોમની બાનું થઇ, છૈએ હમે મગરૂર !

( ૪ )

જેની વફાદારી પર, પડયા નથી કંઇ ડાઘ,
આ રાજની યારી પર, લડશે મિસાલે વાઘ;
નિમકહલાલી જામી, તે પર બની દીલસોજ,
આ ફેજ આજે પામી, ખુશ થા તું, ઓ
"ફીરોઝ !"

